# स्वरुप दर्शन




લેખક : પ્રકાશક

દલપતરામ જગન્નાથ મહેતા.

( રાજસીતાપુરવાળા )

અમદાવાદ



આશ્વિન : ૧૯૯૬ : : : ઑક્ટોબર ૧૯૪૦

પ્રથમાવૃતિ  પ્રત ૧૦૦૦

સદુપયોગાર્થે અમૂલ્ય.

મુદ્રક : ચીમનલાલ ઇશ્વરલાલ મહેતા.
મુદ્રણસ્થાન : વસંત પ્રિન્ટીંગ પ્રેસ.
ઘીકાંટા રોડ—અમદાવાદ.





## પુસ્તક મેળવવાનું ઠેકાણું.

બહારગામથી મંગાવનારે ટપાલ ખર્ચ માટે અઢીઆનાની ટપાલની ટીકીટો નીચેના સ્થળે મોકલી આપવાથી આ પુસ્તક વિનામૂલ્યે મોકલવામાં આવશે.

**દલપતરામ જગન્નાથ મહેતા.**
લુણસાવાડ-સ્વામિનું ડહેલું,
(દરિઆપુર) **અમદાવાદ.**

श्रीमत् परमहंस परिव्राजकाचार्य सद्गुरु

तत्त्वमसि

अहं ब्रह्मास्मि

प्रज्ञानं ब्रह्म

अयमात्मा ब्रह्म



**स्वामीश्री अच्युताश्रमजी**

शार्दूलविक्रीडित

सौराष्ट्रान्तर वक्रनाम नगरे ख्यातो जडेशः शिवः
तत्स्थाने सु विराजमान विमलं योगान्वितंह्यच्युतम् ।
श्री नारायणनाम जाप निरतं दण्डेन युक्तं मुनिम्
वन्देऽहं सततं मुदा गुरुवरं संसार निस्तारणम् ॥

दलपतराम ज. महेता.

# સાદર સમર્પણ

શ્રીમત્ પરમહંસ પરિવ્રાજકાચાર્ય સદ્ગુરૂ સ્વામીજીશ્રી
**શ્રી અચ્યુતાશ્રમજી** મહારાજના કરકમળમાં
શુભસ્થળ શ્રી. **જડેશ્વર**

**"સેવાધર્મ ધુરંધર"** સ્વામિજીશ્રી

જગદોદ્ધારક ભગવાન **શ્રી** આદ્યશંકરાચાર્યના અદ્વૈત મતાનુવાદની વિજયપતાકા વિરાટ વિશ્વમાં વિલસી રહી અને તે વડે આર્યાવર્તને પાખંડ મતમાંથી બચાવી અદ્વૈત મતનું પ્રતિપાદન કરેલ છે તે ભગવાન શ્રી આદ્યશંકરાચાર્યના ઉત્તરાધિકારી તરીકે આપ પણ આપની અમોઘ જ્ઞાનશક્તિદ્વારા એજ અદ્વૈતમતનું ઉપદેશવડે પ્રતિપાદન કરી જનતાનું કલ્યાણ કરી રહેલા છો અને તે સાથે સેવાના મહાન પરોપકારી કાર્યને આપનો જીવનમંત્ર ગણી નિશદિન **परोपकारायसतांविभूतय** એ સૂત્રને સાર્થક કરી રહેલા છો. આવા દૈવીગુણો ઉપરાંત આપનું અનુકરણિય ઉત્તમ ચારિત્ર્ય, મહાન ત્યાગ અને અનુપમ વૈરાગ્ય આદિ અનેક આભૂષણોથી આકર્ષાઈ, અધ્યાત્મિક વિષયનું આ "સ્વરૂપ દર્શન" પુસ્તક આપશ્રીને સાદર સમર્પણ કરૂં છું.

આપના ચરણનો અનન્ય સેવાનુરાગી
**દલપતરામ જગન્નાથ મહેતાના**
શિરસાષ્ટાંગ દંડવત્ પ્રણામ સાથ **ॐनमोनारायणाय**

( આ નિવેદન તથા " આખરી ઉદ્ગાર " વાંચ્યા બાદ પુસ્તકનું વાંચન વિચારપૂર્વક શરૂ કરવા વિનંતિ છે. )

# લેખકનું નિવેદન

આ પુસ્તકને પ્રસ્તાવના રાખવામાં આવેલ નથી કારણ કે પ્રસ્તાવના લખવાનો રિવાજ પુસ્તકના વિષયની સંક્ષિપ્ત સમાલોચના કરવા માટે છે; આ પુસ્તકમાં જણાવવામાં આવેલ વિષયની બીજા કોઈ સાધનદ્વારા સમાલોચના થઈ શકે નહિ. કારણકે સાધન અને સાધ્ય વસ્તુ દ્વૈત નથી. જે પોતેજ સ્વતઃ સિદ્ધ છે તેને બીજા સાધનવડે નિરૂપણ કેમ કરી શકાય ? સૂર્યનું નિરૂપણ આગીયો કઈ રીતે કરી શકે ? જેના વડે સાધન માત્ર નિરૂપણ થતાં હોય તેનું નિરૂપણ કરનાર બીજું સાધન હોયજ ક્યાંથી ? એ રીતે પ્રસ્તાવના અને વિષયની ભિન્નતા સંભવતી નથી.

સમુદ્રનું ઉલંઘન શક્ય હોય તો આત્મતત્વનું નિરૂપણ શક્ય હોય. કારણકે વેદ પણ **नेतिनेति** કહીને અટકી જાય છે અને **यतोवाचो-निवर्तंते अप्राप्य मनसा सह** જ્યાં મનસહિત વાચા પણ પાછી ફરતી હોય ત્યાં તેનું યથાર્થ નિરૂપણ કરનાર હોયજ કોણ ? તો પછી આ પુસ્તકનો લેખક કોણ માત્ર ?

પરંતુ જે કાંઇ લુલીલંગડી ભાષાદ્વારા લખી શકાયું છે તે પરમાત્મતત્વની થોડી કૃપાનું પરિણામ છે. દીર્ઘદ્રષ્ટિવાળા અને વિચારશીલ માણસો ધારે તો વ્યવહારમાં પણ પ્રભુ પદ પ્રાપ્ત કરી શકે છે. કારણકે પરમાત્મતત્વ સચરાચર જગતમાં વિલસી રહેલ હોઇને, તે જીવ-પ્રાણિ-માત્રને વિષે પણ છે એટલે શરીરરૂપી પરિમિતતત્વમાં એ અપરિમિત-તત્વ વ્યાપિ રહેલ હોવાથી તે જગતને તેમજ જગતના જીવોને વિશુદ્ધ માર્ગે પ્રયાણ કરવા પ્રેરે છે. પરંતુ તે પ્રેરણાની અવગણના કરવાથી, તેની વિરૂદ્ધ ચાલવાથી જીવ-પ્રાણિને કુદરતથી એટલે એજ પરમાત્મ-તત્વથી શિક્ષા સહન કરવી પડે છે. જેમ બાળકને માબાપની, વિદ્યાર્થીને શિક્ષકની, અને ગુન્હેગારને કાયદાની, તેમ. જેમ બાલક, વિદ્યાર્થી કે

ગુન્હેગારને તેના વિરોધી વર્તન માટે હિતશિક્ષા તરીકે માબાપ, શિક્ષક અને કાયદો શિક્ષા કરે છે તેમ કુદરત એટલે પરમાત્મતત્વ પણ માણુસના હિત માટેજ શિક્ષા કરે છે. છતાં આવી હિતશિક્ષાને અજ્ઞાની માણુસ પોતાને દુઃખ પડતું હોવાનું માને છે અને તે માટે પ્રભુને દોષ દે છે. પરંતુ પોતે પ્રભુ–પરમાત્મતત્વથી વિમુખ–વિરૂદ્ધ ચાલતો હોય છે તેનીજ તે શિક્ષા ભોગવતો હોવાનું માનતો નથી. જો એ શિક્ષામાંજ ખરૂં હિત સમાએલ છે એમ સમજી એ શિક્ષા કરનારને ઓળખવાનો પ્રયાસ કરે તથા શું કારણુથી શિક્ષા સહન કરવી પડે છે તે કારણુ શોધે તો જરૂર તેને શિક્ષા કરનાર પરમાત્મતત્વની ઝાંખી થાય, તેમજ તેના વડે જગતનો માયાવિ મિથ્યા વંટોળ બેસી જાય, ચિત્તવૃતિ ઉપરામ પામે અને શરીર તેનું પ્રારબ્ધ ભોગવતું હોય છતાં જીવનમાં તેને આત્માનંદ પ્રાપ્ત થાય. **આવી શિક્ષાના પરિણામેજ આ પુસ્તકની ઉત્પત્તિ છે.**

હું જરાપણુ વિદ્વાન નથી, વિદ્વાન ગણાવાનો લેશ પણુ અભખરો નથી, તેમ સાક્ષર તો મુદ્દલ નથી. જેમ જેમ વિપરિતતાને અંગે શિક્ષા થતી ગઇ તેમ તેમ, તેને હિતશિક્ષા માનીને શિક્ષા ભોગવવી પડતી હોવાનાં કારણો શોધી, ઉત્તરોત્તર ઉપરામ વૃતિ કેળવી, શ્રીમદ્‌ભગવદ્‌ગીતા, શ્રીમદ્‌ ભાગવત, શ્રીશિવપુરાણુ, મહાભારત, યોગવાશિષ્ટ, પંચદશી, પંચીકરણુ તથા ઉપનિષદો વગેરેના અભ્યાસ અને મનનદ્વારા હૃદયોદ્‌ગારને સંકલિત કરી ગુરૂ શિષ્યના સંવાદરૂપે મૂકવા સિવાય મારી કશી વિદ્વતા હોય તેમ માનતો નથી. સ્વાભાવિક છે કે વિદ્વાન–સુજ્ઞ વાચકોને આમાં કશું નવિન લાગશે નહિ. પણુ નવિન હોયજ કયાંથી ? જેના વિના સકળ જગતમાં બીજું કાંઇજ નથી તો પછી તેમાં નવિનતા આવે શી રીતે ? આવો મહાન ગહન તેમજ વિશાળ વિષય વધારે લોકભોગ્ય બને અને ઓછા અક્ષરજ્ઞાનવાળી જનતા પણુ સહેજે સમજી અમલમાં મૂકી શકે એવી બની શકે તેટલી સાદી–સહેલી શૈલીમાં લખવાનો માત્ર પ્રયાસ કરેલ છે.

આ બાબતમાં મારા વિચારો છેવટના અને પ્રમાણભૂત છે એમ ન કહી શકું. તેમ સર્વમાન્ય અને સર્વગ્રાહ્ય હોય એમ પણ ન બને. પરંતુ આર્યાવર્તમાં વસતી, આર્યસંસ્કૃતિ ધરાવતી, ધર્મ અને પ્રભુમાં અડગ શ્રદ્ધા રાખતી હિન્દુ જનતાની માન્યતાનો મોટો અને પ્રમાણભૂત ભાગ જે અભિપ્રાય ધરાવે છે, તેમજ ઉપર જણાવેલ શાસ્ત્રોમાં આ વિષયનું જે નિરૂપણ કરવામાં આવેલ છે, તથા મારા નિરૂપદ્રવી તેમજ શાન્તિપ્રિય જીવનમાં જે જાતની મારી માન્યતા અને જે જાતનું વર્તન રાખવાનો મારો નમ્ર પ્રયાસ છે તેને અનુલક્ષિને આ વિષયને ચટાવવાનું સાહસ કરેલ છે.

બે વર્ષ પહેલાં જ્યારે આ પુસ્તક લખવાનું શરૂ હતું તે દરમ્યાન મને મગજ ઉપર લોહીનું દબાણ થવાથી એકાદ માસ દરિયા કિનારે રહેવું પડેલું, તેથી લખવાનું બની શકયું નહિ. દરમ્યાન એવો નિશ્ચય પણ કરેલો કે આ પુસ્તક પૂરૂં લખાઈ રહ્યા પછી છપાવીને કાંઈ પણ મૂલ્ય લીધા સિવાય જનતામાં વહેંચવું. આવા નિશ્ચિત વિચારને લીધે ખર્ચની જોગવાઇનો સવાલ ઉપસ્થિત થયો. કારણ કે છપાવીને વિના મૂલ્યે વહેંચવાનું કાર્ય મારી આર્થિક શક્તિની બહાર હોવાથી પ્રભુદત્ત દૈવી સંપત્તિનો સદુપયોગ કરનાર કોઇ મલી આવે તોજ તેમ કરવાનું બની શકે તેમ હતું. અત્રે ઇજતી દાન કરનારા અને નામના કે મોટાઇ મેળવવા ખાતર થોડું રાજસી દાન કરી ઘણી વાહ વાહ કહેવરાવનારા લક્ષ્મી સંપન્ન માણસો તો ઘણા હોય છે. પરંતુ જ્ઞાનપૂર્વક શુદ્ધ સાત્વિક તેમજ નિષ્કામ દાન કરનારાઓ ભાગ્યેજ મળી આવે છે. તેથી આ પુસ્તક લખાઇ રહ્યા છતાં બે વર્ષ પ્રકાશન પામી શકયું નહિ. દરમ્યાન એક દૈવીસંપત્તિ, દૈવિસ્થળ અને દૈવિવ્યક્તિત્વ ધરાવનાર મહાનુભાવ તરફથી મારી નિઃસ્વાર્થ યાચના અને યોજનાને પાર પાડવાનું વચન મલ્યું. પરંતુ હજી પ્રભુને મારી કસોટી કરવાની હતી, તેથી ગઈસાલ ભયંકર દુષ્કાળ પડ્યો અને નાણાભીડને લીધે ઉપર જણાવેલ મળેલું વચન અમલમાં આવી શકયું નહિ. તેથી પ્રકાશનનું કાર્ય લંબાતું

ચાલ્યું તે સાથે મારું શરીર સ્વાસ્થ્ય પણ પ્રતિદિન વધારે ને વધારે બગડતું ચાલ્યું તે કારણે મારી હયાતિમાં આ પુસ્તક છપાઇને મફત વહેંચાઇ જાય તો સારું, એવી જીજ્ઞાસાએ જોર પકડયું. એથી છેવટે વિશ્વંભરના વિશ્વાસે ઉછી-ઉધાર નાણાની સગવડ કરી જનતા સન્મુખ આ પુસ્તક રજુ કરી સંતોષ માન્યો છે અને શુભાશા સેવી છે કે સાત્વિક દાન કરનાર કોઇ સજ્જન મલી રહેશે તો જેનું દાન તેને પુણ્ય અર્પણ કરી હું છૂટો થઇશ.

અહિંસક અને અધ્યાત્મિક ભાવનાવાળા આર્યાવર્તમાં પાશ્ચાત્ય સંસ્કૃતિના પદ સંચારથી પ્રવેશી ગયેલ જડવાદ અને અર્થવાદને બહિષ્કૃત કરવા માટે આર્ય જનસમાજમાં અધ્યાત્મિક જ્ઞાન જેટલા પ્રમાણમાં વધારે પ્રચલિત થાય તેટલા પ્રમાણમાં અહિંસા, પવિત્રતા, પરોપકાર, કરૂણા, સત્ય, સાત્વિકતા, સંયમ અને સાદાઇ આવવા સાથે વિશ્વ-બંધુત્વમાં વધારો થવા પામે, તે વડે આન્તરિક શુદ્ધિ પણ વિશેષ થાય તેને લીધે સામાજીક જીવન પણ સર્વપ્રકારે ઉન્નત થઈ શકે અને તેથી ક્રમે કરી શારીરિક તેમ જ માનસિક મુક્તિના દ્વાર સમાન સ્વરૂપ દર્શનના અધિકારી થઇ શકાય. સ્વરૂપદર્શનના અમોઘ આનંદ પાસે અર્થવાદ તેમ જ જડવાદને અનુસરેલાં માયિક સુખસાધનો તુચ્છ તથા મિથ્યા લાગે.

નિવેદન પૂરું કરવા પહેલાં આભાર માનવાનો અને અભિનંદન આપવાનો વીધિ કરી લેવો જોઇએ. પણ જગતનાં અધ્યાત્મિક, રાજકીય, પારમાર્થિક અને સામાજીક કાર્યો પાછળ જીવન ખર્ચનાર તેમ જ તેને ફરજ માનનાર ખરી રીતે આભાર-અભિનંદનને પાત્ર ગણાય અને એવી ફરજમાંથી કોઇપણ માનવી મુક્ત થઇ શકે જ નહિ. તો પછી ફરજ બજાવવામાં આભાર-અભિનંદનને સ્થાન ક્યાં રહે છે ? પણ અત્યારે ફરજ માનીને એવી રીતે જીવન ખર્ચનારા માનવી ભાગ્યે જ જોવામાં આવે છે, તેથી જેઓ થોડી પણ ફરજ બજાવે છે તેમને-સદ્ગુણને ઉત્તેજન આપવા ખાતર આભાર-અભિનંદન આપવાનો શિષ્ટાચાર છે તેને અનુસરી થોડી આભાર-અભિનંદનની નોંધ લેવાનું યોગ્ય માન્યું છે.

આ પુસ્તક લખાયા પછીનાં બે વર્ષના સમયમાં ઘણા ભાઇ-બ્હેનોએ આ પુસ્તકની લખેલી પ્રત વાંચીછે અને તેને છપાવીને પ્રસિદ્ધ કરવાની સલાહ પણ આપી છે. તેમાં મુખ્યત્વે ધર્મભગિની પૂ. શ્રી રૂક્ષ્મણી-બ્હેન તથા તેમની સુશીલ પુત્રી ચી. બ્હેન નિર્મળાગૌરી અને ચી. ભાઇ જટાશંકર વગેરેએ આ પુસ્તક મનન અને રસપૂર્વક વાંચેલ છે અને જેમ બને તેમ જલ્દી મારી હયાતિમાં જ છપાઇને પ્રકાશ પામે તેવી તિવ્ર ઇચ્છા પ્રદર્શિત કરી છે એટલું જ નહિ પણ હમેશાં મને પ્રેરણા તથા પ્રોત્સાહન આપ્યા કર્યું છે, તેથી જ આ પુસ્તક જનતા સન્મુખ સાદર કરી શકયો છું. તેનો યશ તેઓ બ્હેનને ઘટે છે. આવા સાત્વિક તેમજ પારમાર્થિક કાર્યમાં મને પ્રોત્સાહન આપવા બદલ તે બ્હેનનો આભાર માની અભિનંદન આપું છું. તે સાથે તેઓને તથા વાચકવર્ગને વિનતિ કરૂં છું કે કેવળ શોખ ખાતર અગર વખત પસાર કરવાના સાધન અર્થે આવાં પુસ્તકોના વાચનથી પ્રભુપદ પ્રાપ્ત થઇ શકતું નથી. પણ વાચન પાછળ વિચાર–મનન અને તેને અમલમાં મૂકવા માટે વાણી–વર્તનની એકતા, શુદ્ધ હૃદય, સત્ય વાચા તથા સત્ય વર્તન, ઉપરાંત સમાનતા અને રાગદ્વેષનો અભાવ વગેરે હશે તો જ પરમાત્મ તત્વની ઝાંખી થશે. માટે જેમ બને તેમ દૈવીગુણો પ્રાપ્ત કરી અને આસુરી ગુણો અળગા કરી આ પુસ્તકનું અનેક પુનરાવર્તન પૂર્વક વાચન થશે તો જરૂર સ્વરૂપદર્શનના અધિકારી થવાશે અને તેમ થશે તો મારી યત્કિંચિત્ સેવા સફળ થયાનો સંતોષ માનીશ.

આ આત્મનિરૂપણના અભેદ વિષયને જૂદાં જૂદાં પ્રકરણો પાડી ભેદ પાડવાનું યોગ્ય લાગ્યું નથી તે કારણે આખાય પુસ્તકની વસ્તુ-સંકળના જળવાઇ રહે તે વાસ્તે વિષય સળંગ લખવામાં આવેલ છે-

લુણસાવાડ–સ્વામિનું ડહેલું
( દરિઆપુર ) અમદાવાદ.
૧૯૯૬ વિજયાદશમી.

દલપતરામ જગન્નાથ મહેતાના
જયસચ્ચિદાનંદ.

# આખરી ઉદ્‌ગાર

ત્રણ વર્ષ પહેલાં મેં "આખરી સૂચન" લખી રાખેલું, મારી હયાતિબાદ મારા નિકટના માણસોએ કેમ રહેવું, કેમ વર્તવું વગેરે સૂચનાઓ સાથે બીજી કેટલીક બાબતોનું સ્પષ્ટિકરણ કહેલું. પરંતુ તે લખાયા પછી વ્યતિત થએલાં ત્રણ વર્ષો દરમ્યાન જોઈ શકયો છું કે એ સૂચનાઓનો અમલ મારી હયાતિબાદ કદાચ થશે નહિ. કારણકે જેમને ઉદ્દેશીને એ સૂચનો લખેલાં તેઓની રીતભાત મારી હયાતિમાંજ પ્રતિકુળ થઈ ગયેલ જોવામાં આવતાં તે સૂચનાઓને પાછળ મૂકી જવાનું યોગ્ય લાગ્યું નથી. અલબત્ત આમ કરવા માટે મને ઘણું દુ:ખ થયું છે. પરંતુ મારાં કથનો હવામાં ઉડી જાય અને બિનઅમલી બની જાય, તે કરતાં સૂચન કરવાના અભિનિવેશમાંથી મુક્ત થઇને તેમાં ઘટિત ફેરફાર કરી, તેમજ તેમાંથી ઘણુંખરૂં રદ કરી અને કેટલુંક નવું ઉમેરીને આ પુસ્તકમાં "આખરી ઉદ્‌ગાર" તરીકે મૂકું છું.

પ્રભુકૃપાથી મારી હયાતિમાં હજી સુધી મેં કદી દેહાભિમાન સેવ્યું નથી, તેમ પ્રભુતા ( મોટાઈ ) પણ માની નથી. કેવળ લઘુતાભાવ હમેશાં દાખવ્યો છે. તોપણ જ્યાં સુધી શરીર હયાત છે ત્યાં સુધી દેહભાવ નષ્ટ થઇ શકે નહિ. કારણકે તે છેલ્લા શ્વાસ સુધી રહેવાનોજ. તેથી તે દેહભાવને અનુસરી આ "આખરી ઉદ્‌ગાર" લખેલ છે. વાચકો તેને રખે આત્મશ્લાઘા તરીકે માને. મેં જે રીતે જીંદગી ગુજારી છે તેનું સંક્ષિપ્તતારણ તે પણ તદ્દન નિખાલસ હૃદયે અને કેવળ સત્યની મર્યાદામાં રહીને લખેલ છે. સંભવ છે કે "આખરી ઉદ્‌ગાર" ને આ પુસ્તકમાં મૂકવા સબંધે કોઇ વાચકને શંકા ઉઠશે કે અધ્યાત્મિક વિષય સાથે આવી અંગત બાબત જોડવાની શી જરૂર હતી? આવી શંકા ઉઠાવનારને નમ્રભાવે જણાવવા રજા લઉં છું કે, જીનનની સફળતા તથા નિષ્ફળતા સમજવા માટે તેમજ પ્રભુદયાથી મેં આખુંય જીવન વ્યવહારીક દષ્ટિથી સુખમય ગુજારવા છતાં જીવન અને જગત ઉપરથી

મમત્વ છૂટી જઇ તિવ્ર ઉદાસીનતા ઉપજવાનાં મારાં કારણો જાણીને વાચકોને પણ પોતાની જીંદગીનો ચિતાર પોતા સન્મુખ ખડો થશે અને એ ઉપરથી પોતપોતાની જીંદગીની સફળતા–નિષ્ફળતાની તુલના કરવા તથા બાકીની જીંદગી સંસારના મિથ્યા મોહમાં વેડફી નહિ નાખવા, જીવન તથા જગત ઉપર વિતરાગ ઉત્પન્ન કરી પ્રભુ પરાયણ બનવામાં મારૂં જીવન દાખલારૂપ થાય એ હેતુથીજ આ " આખરી ઉદ્દગાર " ને આ પુસ્તકમાં મૂકવાનું સાહસ કરેલ છે અને તે પણ પ્રવૃતિમાંથી નિવૃતિમાં લઇ જવાના શુભાષયથીજ કરેલ છે. છતાં સુજ્ઞ વાચકોને અનુચિત લાગે તો ક્ષંતવ્ય ગણુશે.

પરમકૃપાળુ પ્રભુની કૃપાથી જીંદગીનાં એકાવન વર્ષ પૂરાં કરી બાવનમાં પ્રવેશતાં કળિયૂગની આયુશ પૂર્ણતા પામી કહી શકાય. લાંબી જીંદગી ભોગવવી એ પુણ્યનું પરિણામ હોવાનું મનાય છે ખરૂં, પણ તે માન્યતાથી હું વિરૂદ્ધ પડું છુ. મારી માન્યતા જૂદી છે. આધિ, વ્યાધિ અને ઉપાધિવાળી લાંબી જીંદગી જીવવા કરતાં તથા જે કર્તવ્ય કર્મ કરવા માટે પ્રભુ તરફથી મનુષ્યાવતારની બક્ષિસ થયેલી છે તેવાં કર્મો નહિ કરતાં, કેવળ અકર્મણ્ય કાર્યોમાં લાંબી જીંદગી વ્યતિત કરવી તેના કરતાં, કર્તવ્યનિષ્ટ ટુંકી જીંદગી પુણ્યનું પરિણામ હોય એવી મારી માન્યતા છે. હવે જો બાવન વર્ષની જીંદગીનું પૃથક્કરણ કરીએ તો તેમાંથી છવીશ વર્ષો તો રાત્રીના અંધકારમાં, નિષ્ક્રીયદશામાં ચાલ્યાં ગયાં. બાકીનાં છવીશ વર્ષોમાં બાલ્ય, યુવા અને વૃદ્ધાવસ્થાનો વરાડ ગણીએ તો કળીયુગની અલ્પાયુ સમજી શકાય અને એ અલ્પાયુમાંજ પ્રભુ પ્રાપ્ત કરવાના આવશ્યક કાર્ય કરવાં જોઇએ તે નહિ કરતાં અને એ અલ્પાયુ જાણ્યા છતાં, વ્યવહારનાં મિથ્યા મોહવાળાં કાર્યો કરવાનાં અહંભાવમાં એ અલ્પાયુ પૂરૂં થઇ રહેવાના ભયમાં એક પછી એક એમ અવનવાં કાર્યો કરવા પાછળજ મંડયા રહેતાં જીંદગીનો છેડો આવી જાય છે પણ કાર્યોનો છેડો આવતો નથી. અજ્ઞાનતાની અવધિ છે કે મનુષ્ય જન્મ અને તે પણ કહેવાતી ઉચ્ચકોટિમાં મળ્યા છતાં,

મનુષ્ય જન્મનું સાર્થક થાય એવાં કામો કરવાનું ન સૂઝે અને કેમ જાણે કામ કામને કામ કરવાજ આ મનુષ્ય જન્મ મળ્યો હોય એમ માની, કામ કરવાના કર્તાપણાના મિથ્યા અભિમાન પાછળજ આખી જીંદગી નિરર્થક ખરચી નાખવામાં અલક્ષ વેગથી ચાલ્યું જતું આયુશ પૂરૂં થવાના નિશ્ચિત સમયને સંભારતા પણ નથી. અરે 'આખરી સૂચન' આવી જવા છતાં રહી ગયેલાં બાકીનાં કાર્યો પૂરાં કરી લેવાની પ્રવૃતિમાં પ્રભુનું નામ લેવા જેટલી નિવૃતિ પણ મળી શકતી નથી. "**दुर्लभो मानुषो देहो देहीनाम क्षणभंगुर**" મનુષ્યનો અવતાર અતિ દુર્લભ છે તે પ્રભુ દયાથી મળ્યો પણ ક્ષણભંગુર દેહનો ભરૂસો શો? માટેજ તે ક્ષણભંગુર દેહ પડી જાય તે પહેલાં પ્રભુને પ્રાપ્ત કરવાની પ્રવૃત્તિ થાય તોજ મનુષ્ય દેહ મલ્યાનું સાર્થક થઇ શકે.

મારી વ્યતિત થએલ જીંદગી કેવી ગઇ છે તે હું ન કહી શકું. પણ મારી જીંદગીના નિરિક્ષકો અને પરિક્ષકો અદ્યાપી અનેક થયા છે અને અત્રે પણ છે. મોટે ભાગે તેઓનો મારી જીંદગી માટેનો જે અભિપ્રાય થયો છે તે જોતાં મેં મારા જીવનને નિષ્ક્રિય રીતે વેડફી નાખ્યું નથી, તેમ અકર્મણ્ય કર્મોમાં વિતાવ્યું નથી, એશઆરામ કે ભોગવિલાસમાં જીવન પસાર કરેલ નથી, બની શકે તેટલું શારીરિક અને માનસીક જોખમ વેઠીને પણ સત્ય અને સિદ્ધાન્તનું પાલન કરેલ છે, સ્થિતિ અને શક્તિ ઉપરાંત અધ્યાત્મિક, સામાજીક અને રાજકીય (શુદ્ધ રાજકીય જીવન, અધ્યાત્મિકતાનું એક અંગ છે એવી મારી માન્યતા છે. અધ્યાત્મિક જીવનજ મારા રાજકીય વિચારોનું જન્મ સ્થાન છે.) એ ત્રણે રીતે બની શકે તેટલી જન સેવા કરી છે, બની શકે તેટલો નિસ્વાર્થ પરોપકાર કર્યો છે, આવા અભિપ્રાયો મારી જીંદગી માટે હું પરોક્ષ અને પ્રત્યક્ષ સાંભળતો રહ્યો છું અને સાંભળું છું. એટલે સંતોષ થાય છે કે હું મારા મનુષ્ય દેહનું થોડું પણ સાર્થક કરી શક્યો છું. બાકી તો હું પણ માણસ છું, દેવ નથી. મારામાં પણ ત્રુટિઓ હશેજ. પરંતુ એટલી મને ખાત્રી છે કે મારી ત્રુટિઓ

બીજા કોઇને નુકશાનકારક નિવડી હોય એવી તો નથીજ. વળી સર્વ ગુણ સંપન્ન હોવાનો દાવો માણુસ જાત કરી શકે તેમ નથીજ. મનુષ્યમાત્ર ભૂલને પાત્ર છેજ. તો પછી હું અપવાદરૂપ કેવી રીતે રહી શકું? પણ એટલું ખરૂં કે જેને ભૂલ ગણવામાં આવતી હોય એવી ભૂલ મેં ઇરાદાપૂર્વક કરી નથી. વળી ભૂલ થઇ ગયાનું જાણ્યા કે જોયા પછી ભૂલ કબુલ કરતાં મને જરા પણ આંચકો કે શરમ આવી નથી. તેમ માણુસ જાતના સ્વાભાવિક સ્વભાવ મુજબ થઇ ગએલ ભૂલ ફરીવાર કરી નથી. એ હું નિઃસંકોચ કહી શકું છું. હું ખાસ જોઇ શકયો છું કે ઘણો મોટો ભાગ મારા જીવનનો પ્રસંશક છે છતાં કોઇ ઇર્ષાળુવ્યક્તિ ઇર્ષાગ્નિમાં દોષ દૃષ્ટિથી દુધમાંથી પોરા કાઢી અગર તેજોદ્વેષથી નિન્દા પણ કરતા હશે છતાં એની સંખ્યા નહિવત્ હશે.

આ પ્રમાણે મારી જીંદગીનો વિચાર કરતાં પ્રભુનો પાડ માનવો જોઇએ કે મારી જંદગી, સગાંવહાલાં, સ્નેહિ, સબંધી તેમજ સમાજ અને જાહેર પ્રજાને કાંઇને કાંઈ રીતે ઉપયોગી નીવડી છે અને એ રીતે જીવનનો ઉપયોગ થાય એજ જીંદગીનું સાફલ્ય છે એમ મેં અદ્યાપી માન્યું છે.

પાછળ મિલ્કત મૂકી જનાર માણુસ, વિલ, વસિયતનામું કે ટ્રસ્ટ કરતા જાય છે પણ મારી પાસે વિલ કરૂં એવી, કોઇ અંગત મિલ્કત નથી, તેમ મિલ્કત એકઠી કરવાનો વિચાર પણ મને સ્ફુર્યો નથી. હું પ્રારબ્ધને માનવાવાળો અને પ્રભુમાં દૃઢ શ્રદ્ધાવાળો હોવાથી, મિલ્કત ઉપર મને કોઇ દિવસ શ્રદ્ધા બેઠી પણ નથી. વ્યવહારમાં મિલ્કતની જરૂર અવશ્ય પડે છે એ કબુલ કરવા છતાં, જેની પાસે મિલ્કત નથી હોતી તેને જો પ્રારબ્ધ અને પ્રભુ ઉપર અડગ શ્રદ્ધા હોય છે તો તેનું એકકેય વ્યવહારીક કામ અટકી રહેતું નથી. મારા માટે પણ એ કથન દાખલારૂપ નિવડયું છે અને જ્યારે જ્યારે જેની જેની જરૂરીયાત ઉભી થઇ છે ત્યારે ત્યારે તે તે વસ્તુની સવડ થતી રહી છે તેથી મને પ્રારબ્ધ અને પ્રભુમાં અચળ શ્રદ્ધા બેઠી છે.

વ્યવહારીક માણુસની દૃષ્ટિ અત્યારના સમયમાં માણુસના મૃત્યુ પછી તુરત મરનારની મિલ્કત તરફ દોડે છે અને તેની સ્થાવર, જંગમ તથા રોકડ સીલીકની તજવીજ કરવાની ઇન્તેજારી સેવે છે. મિલ્કત મૂકી જનાર અને નહિ મૂકી જનાર માટે જેને જેમ ફાવે તેમ બોલે છે અને સારી નરસી ટીકાઓ પણ કરે છે. પણ મારી હયાતિમાં कर्मण्येवाऽधिकारस्तेमाफलेषु એ સૂત્રને અનુસરીને કરેલાં કર્મ ઉપર મેં સ્તુતિ કે નિન્દા એ એકકેયને મહત્વ આપેલ નથી. મારી હયાતિ પછી એ સબંધમાં ગમે તેવી ટીકા થાય એ મારે જોવા પણ નથી; મિલ્કત મૂકી જવામાંજ જીંદગીની સાફલ્યતા કે વિશિષ્ટતા મેં કદી પણ માની નથી. પોતાના અગર પોતાના માની લીધેલા માણુસો માટે કાળાં ધોળાં કૃત્યો કરીને કે તાપ તડકા વેઠીને અગર પારકી તાબેદારીમાં જીંદગી વેચાણુ કરીને મેળવેલ મિલ્કત, મૂકી જવામાં જરા પણુ વિશિષ્ટતા નથી એટલુંજ નહિ પણુ એવી રીતે અકર્મણ્ય કર્મો કરીને મૂકી ગયેલ મિલ્કત કદી પણુ સારા રસ્તે વપરાતી નથી. ઉપરાંત મિલ્કત મેળવવા બદલ કરેલ અકર્મણ્ય કૃત્યોનો જવાબ પાછલ રહેલાં મિલ્કત ભોગવનારને નહિ પણુ મેળવીને મૂકી જનારનેજ પ્રભુના દરબારમાં આપવાનો હોય છે. એટલે મિલ્કત મૂકી જવા બદલ આ સ્વાર્થી સંસારમાં જેનાં વખાણુ થતાં હશે તેવાને પ્રભુને ત્યાં તે બદલ જવાબ આપવો પડશે અને અકર્મણ્ય કર્મોની શિક્ષા ભોગવવી પડશે. પણુ નહિ મૂકી જનારની ભલે અહીંઆ કદાચ નિન્દા થશે તોપણુ પ્રભુને ત્યાં તેને જવાબ આપવાનો નહિ હોય, તેમ યાતનાઓ પણુ ભોગવવી પડશે નહિ. તેથીજ મેં મિલ્કતનો મોહ રાખ્યોજ નથી.

મિલ્કત કે પુંજી જો, ગણી શકાય તો ( ખરી પુંજીજ તે ગણાવી જોઇએ ) તે અધ્યાત્મિક વિષયની જે થોડી પુંજી છે તેને મારી હયાતિમાંજ મૂકી જવાની—વહેંચી દેવાની ઇચ્છા છે. તેના ઉત્તરાધિકારી તરીકે ગ્રાહક થઇને હાલ જેઓ લેનાર છે કે તે રસપૂર્વક સમજીને ગ્રહણુ

કરે તથા આચરણમાં ઉતારે એવાઓમાં ખાસ અભ્યાસી તરીકે શ્રી. રૂક્ષ્મણી બ્હેન તથા તેમની પુત્રી ચી. બ્હેન નિર્મળાગૌરીને ગ્રહણ કરવાની આતુરતા છે તેમજ કોશીશ પણ ચાલુ છે. પરંતુ સંસ્કારની અને સ્વભાવની ભિન્નતા તથા સંજોગોની વિપરિતતાથી હજી સુધી તેઓ લઇ શકાય તેટલું લઈ શકયાં નથી.

વાચકો જાણી શકયા છે કે મને બાવનમું વર્ષ પસાર થાય છે એથી શારીરિક સ્થિતિ પણ કહે છે કે જીંદગી પૂરી થવાને હવે લાંબો ટાઇમ નથી. વાયુ તથા કબજીયાત સિવાય બીજો રોગ નથી પણ એ દર્દ હવે હદ વટાવી ગયું છે અને પ્રતિદિન આ શરીરને કોરી રહ્યું છે. પરંતુ દર્દ થવું કે હોવું એ તો આ દેહનો સ્વાભાવિક ધર્મ છે અને દેહની હયાતિ સુધી એવાં દર્દો થવાનાં અથવા હોવાનાંજ. એટલે દર્દથી ડરવાનું કે નાસીપાસ થવાનું કારણ છેજ નહિ. તેમજ જીંદગી તૂટવામાં ફક્ત રોગ એ એકજ કારણ હોય એમ પણ નિશ્ચિત હોવું નથી. પરંતુ આ શરીરને ખાસ કરીને જે અસહ્ય જણાય છે તે એક પ્રતિદિન આઘાત ઉપર પ્રત્યાઘાત થતા રહેતા હોવાથી મારૂં હ્રદય ખૂબ ઘવાયું છે, ખૂબ દુભાયું છે. તેથી હ્રદય એટલું નબળું પડી ગયું છે કે હવે વધારે વખત આઘાત–પ્રત્યાઘાતો સહન કરી શકે તેમ નથી. વળી હ્રદય ઠાલવીને લખેલા શબ્દોની કે બળતે હૃદયે બોલાયેલા વચનોની અસર આંગુતક ઉપર થતી નથી ત્યારે હતાશ થવાય છે, નિરાશા ઉત્પન્ન થાય છે અને એવી નિરાશામાંથી નિરૂત્સાહ જન્મે છે અને આખરે હૃદય ભગ્ન થઈ જાય છે. મારી પણ એજ સ્થિતિ થઇ પડી છે. તેમાં છેલ્લા થોડા સમયથી મારૂં જીવન એટલું અકારૂં થઈ પડયું છે કે મગજની સ્થિતિમાં ભ્રમ અને બુદ્ધિ બહેર મારી ગઇ છે. મારા હૃદયનો અભ્યાસ કર્યા સિવાય, અને તેના ઉંડાણમાં શું શું ભર્યું છે તેનો તાગ લીધા સિવાય અને તે ઉંડાણમાં કેવી સભર ભાવનાઓ ભરી છે તેનું માપ કર્યા સિવાય, કેવળ એક તરફી અને અન્યની દૂષિત બુદ્ધિને અનુસરીને મારી આંતરિક વૃતિઓને મારાજ માણુસોએ બહૂજ દૂભાવી છે. છતાં

મગજનું સમતોલપણું સચવાઈ રહ્યું છે તે મારા ઉપર પરમાત્મ દેવની કૃપાનું પરિણામ હોય તેમ માનું છું. આવા આઘાત–પ્રત્યાઘાતોને પણ હિત શિક્ષા માની એવો સાર ગ્રહણ કર્યો છે કે જો આ સંસારનો આવો કડવો અનુભવ ન થયો હોત તો કદાચ હજી હું સહેજ પણ મોહમાં તણાતો રહેત. તેથી એ આઘાત–પ્રત્યાઘાતો લગાડનારા, હૃદય ભગ્ન કરનારા સહુનો ઉપકાર માનું છું કે મને સવેળા ચેતવાની તક મળી છે.

વાચક ભાઈ–બ્હેનો? તમોને આ સંસારનાં આવા અનુભવો થયા છે? સંભવ છે કે આ વ્યવહારની અટપટી આંટીઘૂંટીઓમાં થયા હોવાજ જોઈએ. તો પછી તક હાથ કરવાનો વિચાર સ્ફૂર્યો છે? યાદ રાખજો કે કોઈ આપણું નથીજ. કેવળ પ્રભુ શરણ સિવાય બીજો રસ્તોજ નથી. મારી નમ્ર વિનંતિ છે કે આ પુસ્તકના વાચકો મારા દાખલા ઉપરથી પોતપોતાની તૈયારી કરી લે અને સવેળા ચેતી લે.

દલપતરામ જગન્નાથ મહેતા



# શુદ્ધિપત્ર

પ્રુફમાં રહી ગયેલ અગર યંત્ર ઉપર ટાઈપ તૂટતાં થયેલ ભૂલોનું શુદ્ધિપત્રઃ ભૂલો સુધારી પુસ્તક વાંચવું શરૂ કરવું.

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૭ | ૧૮ | પરતત્ર | પરતંત્ર |
| ૨૧ | ૩ | અંતરશુદ્ધ | અંતરશુદ્ધિ |
| ૨૬ | ૧૯ | કમો | કર્મો |
| ૩૧ | ૩ | કર્મેનિષ્ટ | કર્મનિષ્ટ |
| ૩૩ | ૧૨ | સમાધ | સમાધિ |
| ૩૪ | ૧ | સહન ન શકવાથી | સહન ન કરી શકવાથી |
| ૩૫ | ૨૧ | સમાધની | સમાધિની |
| ૩૫ | ૨૧ | લાગ્યા | લાગ્યો |
| ૪૮ | ૧૩ | જોતા | જોતો |
| ૫૩ | ૨૦ | કમ | કર્મ |
| ૭૨ | ૨૧ | ાનવૃત | નિવૃતિ |
| ૭૫ | ૧૫ | ધ્રવજીએ | ધ્રુવજીએ |
| ૭૬ | ૨૩ | શ્લેક | શ્લોક |
| ૮૬ | ૧૨ | બુદ્ધ | બુદ્ધિ |



ॐ तत्सत्

ॐ पूर्णमदः पूर्णमिदं पूर्णात्पुर्णमुदच्यते ।
पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते ॥

# स्वरुप दर्शन

કોઇ એક બ્રહ્મનિષ્ઠ મહાત્મા યદ્દેચ્છાથી વિચરી રહેલ હતા. ચાલતાં ચાલતાં એક સુંદર શહેરને વિષે જઈ ચડયા, તે શહેરના રમણિય રસ્તા ઉપર વિચરતાં શહેરના રાજાની ગાડી મહાત્માને સામી મળી, મહાત્માને જોઈ ગાડીમાં બેઠેલ રાજાએ નમસ્કાર કરી પ્રશ્ન કર્યો કે આવા સખ્ત તાપમાં આપ ખુલ્લા ચરણુથી કયાં પધારો છો ?

મહાત્મા—હે રાજન્ જહાં પ્રારબ્ધ લે જાયગા વ્હાં જાયગા.

રાજા—મહારાજ ! અત્રે જેષ્ઠ માસના પ્રખર તાપમાં આપના કોમળ શરીરથી મુસાફરીમાં કષ્ટ પડશે, વળી ટુંક વખતમાં ગુરૂપૂર્ણિમા બાદ ચાતુર્માસ શરૂ થશે વાસ્તે દયા કરી અહિંજ આપ રોકાઇ ચાતુર્માસ ગુજારી મને આપની સેવાનો લાભ આપશો તો હું કૃતાર્થ થઇશ.

મહાત્મા—રાજન્ તેરી ખુશી. મેં તો પ્રારબ્ધ વશ હું. મેરે ઈધર રહેને કે લીયે કુચ્છ હરકત નહિ હે, પરંતુ મેરા ખર્ચા જાસ્તિ હે !

રાજા—મહારાજ આપનું ખર્ચ જે હશે તે પરમાત્મા પુરૂં પાડશે. આપને જે ખર્ચની જરૂર પડે તે જણાવવા કૃપા કરશો તો તે મુજબ બંદોબસ્ત થશે. તે સિવાય આપના.

માટે રહેવા આશ્રમ, સેવા કરવા સેવક વિગેરેનો પણ ઈન્તેજામ કરવામાં આવશે.

મહાત્મા—રાજન્ તુમ મૃત્યુ લોક કા નૃપતિ હો છતાં તેરી શુદ્ધ બુદ્ધિ ઓર સેવાપરાયણતા દેખકર મેં ખુશી હુવા હું. તેરા આગ્રહ સેં મેં ઈધર ઠહર જાઉંગા, મેરા એક દીનભરકા પચીસ રૂપીયા ખર્ચા લગતા હે.

બહુ સારૂં મહારાજ, કહી રાજાએ પોતાના એક પટાવાળા સાથે મહારાજને માટે ઉતારો નિયત કરી મોકલી આપ્યા અને દરબારમાં જઈ એક માણસને મહારાજની સેવામાં રહેવા માટેની ગોઠવણ કરી તથા પોતાના ખજાનાના ઉપરીને બોલાવી હમેશાં પચીસ રૂપીયા મહારાજશ્રીના ઉપયોગાર્થે આપવાનો બંદોબસ્ત કરી રાજ દરબારમાં પોતાના કામમાં પ્રવર્ત થયો.

મહારાજની સેવામાં નિયત થયેલો સેવક હમેશાં હરેક પ્રકારની મહારાજશ્રીની સેવામાં પરાયણ રહી, રાજાના હુકમ મુજબ ખજાનામાંથી પચીસ રૂપીયા લાવી મહારાજશ્રી પાસે રજુ કરે અને તે પચીસ રૂપીયા લઈ ગાંધીને ત્યાંથી મહારાજ-શ્રીએ કરી આપેલ યાદી મુજબ ચીજો લાવી મહારાજશ્રીને આપે. કેસર, કસ્તુરી, અંબર, વિગેરે પદાર્થો મહારાજની યાદી પ્રમાણે લાવેલ હોય તેના હમેશાં મહારાજશ્રી ફક્ત બે લાડુ બનાવે, તેમાંથી માત્ર થોડી પ્રસાદી સેવકને આપી બીજું પોતે જમી જાય. આ ક્રમ પ્રમાણે હમેશાં ચાલવા લાગ્યું.

મહારાજશ્રી હંમેશાં જે થોડી પ્રસાદી સેવકને આપે તેથી તેને અતિ કામવાસના ઉત્પન્ન થવા લાગી અને તે અજ્ઞાની માણસ વિષયાન્ધ થયો. તે સાથે તેને એવો પણ વિચાર ઉદ્દભવ્યો કે મહારાજ મને ફક્ત થોડીજ પ્રસાદી

આપેછે છતાં મને અનહદ કામ પેદા થઇ વિષય ભોગવવાની તિવ્રેચ્છા રહે છે તો મહારાજ પોતે આખા બે લાડુ ખાઈ જાયછે તેનાથી તેમને કેટલો કામ ઉત્પન્ન થતો હશે ? મારે તો સ્ત્રી છે પરંતુ મહારાજ વિષય ભોગવ્યા સિવાય કેમ રહી શકતા હશે ?

આવો તેના મનનો વેગ મહારાજશ્રી પોતાની અધ્યાત્મિક શક્તિથી જાણી શકયા.

દિવસ રાત્રીના આવા ગમન સાથે ચાતુર્માસનો કાળ પણ વ્યતિત થતાં ફક્ત થોડા દિવસો બાકી રહ્યા. એ વખતે એક દિવસ મહારાજશ્રીએ વિચાર કર્યો કે આ માણસે મારી ચાર માસ પર્યંત સેવા ઉઠાવી છે, અહીંનો રાજા સજ્જન છે, વળી મહાત્મા પુરૂષોના સેવનથી તેને આત્મસાક્ષાત્કાર થએલો છે, એટલે તે પોતે સ્વરૂપને જાણી ચૂક્યો છે, પરંતુ આ માણસ બિચારો અજ્ઞાન છે, વિષયાન્ધ છે, સંસારમાં સુખ માનનાર છે, તેને પોતાના સ્વરૂપનું જરાપણ જ્ઞાન નથી. આવા અજ્ઞાની જીવનું રૂડું કરવું એજ મ્હારા જેવા સાધુનું કર્તવ્ય છે, સાધુ પુરૂષનું એજ ભૂષણ છે, કહ્યું છે કે **परोपकाराय सतां विभूतय** તેથી આ માણસે કરેલી મારી સેવાનું ફળ અફળ ન થવું જોઇએ, તેને યોગ્ય બદલો અવશ્ય મળવો જોઇએ, આર્થિક બદલાથી તેનું શ્રેય સાધી શકાશે નહિ, તેમજ મ્હારી પાસે તેને આપવા દ્રવ્ય નથી, સાધુ પુરૂષની સેવાનો બદલો દ્રવ્યના ક્ષણિક સુખથી ન હોવો જોઇએ, પરંતુ તેને અક્ષય સુખની પ્રાપ્તિ અને સ્વરૂપમાં સ્થિતી કરાવીને તેની સેવાનું ફળ આપવું જોઇએ, એમ વિચાર કરી એક દિવસ, હમેશના ક્રમ પ્રમાણે બનાવેલ

બે લાડુમાંથી એક આખો લાડુ તે સેવકને આપ્યો અને કહ્યું કે એ પ્રસાદી ખાજા. આજ્ઞા પ્રમાણે સેવક ખાઇ ગયો અને મહારાજ પણ જમી રહ્યા. બાદ સેવકને ઉદ્દેશીને કહેવા લાગ્યા કે દેખ બચ્ચા અબ થોડા દીનમેં મેરા ચાતુર્માસ પૂર્ણ હો જાયગા, જબ મેં અહીંયાં સેં કોઇ દુસરે સ્થળે ચલ જાઉંગા. તેરા રાજન કી દ્રવ્ય કી, ઔર તેરી શારીરીક સેવાસેં મેં પ્રસન્ન હુવા હું પ્રભુ તેરા ભલા કરેગા, પરંતુ મેને કહેનેકા અતિ સંકોચ હોતા હૈ, કયું કે તુંમ સંસારી આદમી હો ઈસલીયે મેરા કહેનેસેં તેરેકુ ઉદ્વેગ હોગા, પરંતુ મેરા દેખનેમેં આતા હે વો કહેનેકી મેરી ફર્જ માનતા હું, ઈસલીયે કહતા હું કે તુંમ કલ બપોર કે બાર બજે મરજાયગા, કલ બાર બજે તેરા મૃત્યુ આને વાલા હે એસા મેં અબી દેખ સકતા હું.

મહારાજશ્રીએ આટલું કહેતામાં સેવકને વજ્રના પ્રહાર જેટલો જબરો આઘાત થયો, મહાન અફસોસમાં ગરકાવ થઇ ગયો. શુન્ય હૃદયે માંડ ઘેર પહોંચ્યો, હમેશ કરતાં આજે તેનું મુખ મ્લાન હતું, તેના શરીરમાં જરાપણ ચૈતન્ય નહોતું, તેના ઉપર શોકની છાયા પ્રસરી રહેલી હતી, હમેશની જેમ વિષયભોગની લાલસા નહોતી, હતી ફક્ત મરવાની ચિંતા. જયાં નજર કરે ત્યાં મૃત્યુ દેખાવા લાગ્યું, ભીંત પડશે કે હું ચગદાઇ મરીશ? કે છાપરૂં તુટી પડશે કે હું દટાઇ મરીશ? કે વિજળી પડશે કે હું બળી મરીશ? કે સર્પ કરડશે ને હું મરી જઇશ? આવા અનેક તરંગો તેના મનમાં એક પછી એક ઉભરાતા હતા. પોતાની સ્ત્રીના બોલાવા કે પુછવા છતાં નથી બોલતો કે નથી કામભોગની ઇચ્છા

કરતો. એકાએક આવી દશા થઈ જવાથી તેની સ્ત્રીએ અનેક વિનવણીયો કરી છતાં કાંઇ જવાબ પણ આપી શકતો નથી. મહારાજશ્રી લડયા છે ? સેવામાં કાંઇ ભૂલ થતાં રાજા તરફથી ઠપકો મળ્યો છે ? કે શરીરમાં કાંઈ પીડા ઉપડી છે ? કે શું છે ? તમો મને નહિ કહો તો કહેશો કોને ! વાસ્તે જે હોય તે કહો. આ પ્રમાણે તેની સ્ત્રીએ બહુ વિધ સમજાવી પૂછતાં તે બોલ્યો કેઃ—મહારાજશ્રીની સેવામાં કાંઇ ભૂલ થઈ નથી. તેમ રાજા તરફથી પણ કાંઈ ઠપકો મળ્યો નથી. મારી સેવાથી મહારાજશ્રી બહુ ખુશી થયા છે અને થોડા દીવસ પછી અહીંથી બીજે સ્થળે જવાના છે. હમેશાં તો મને ફક્ત પ્રસાદી તરીકે થોડો ભૂકોજ આપતા હતા પરંતુ આજે તેમણે ખુશી થઈને આખો લાડુ આપ્યો હતો પરંતુ હું ઘેર આવવા તૈયાર થયો તે વખતે મહારાજશ્રીએ મને પોતાની પાસે બોલાવીને કહ્યું કે દેખ બચ્ચા મારા જોવામાં એમ આવે છે કે તું કાલે બપોરના બાર વાગે મરી જઇશ. કાલ બપોરે બાર વાગ્યે તારૂં મોત આવશે. આમ કહ્યું છે તેથી મને કોઇ ઠેકાણે ચેન પડતું નથી, તેમ કાંઇ સારૂં લાગતું નથી અને કાલે મરી જઇશ એજ ભીતિમાં સઘળું શુન્યકાર લાગે છે. આમ કહેવાથી તેની સ્ત્રી પણ મહાન ઉદાસી થઈ ગઇ, તે પણ તેની સાથે કલ્પાંત કરવા મંડી પડી. આ પ્રમાણે આખી રાત્રી તેઓ બન્નેએ ઉદ્વિગ્નપણામાં મુશ્કેલીથી પસાર કરી. વિષયભોગની ઇચ્છા તો ન થઇ પણ ખુશીથી વાતચીત પણ એકેયથી થઈ શકી નહિ, એવી જ દશામાં સવાર થયું. જેમ જેમ બાર વાગવાનો વખત નજીક આવતો ગયો તેમ તેમ તેના દુઃખમાં વધારો થતો ગયો. તેની જ્યાં જ્યાં

નજર જાય ત્યાં તે મૃત્યુનેજ જોવા લાગ્યો. છેવટે બાર તો વાગ્યા પરંતુ મૃત્યુ આવ્યું નહિ. કાંઈક આશ્વાસન મળ્યું, જેમ ચોર ચોરી છુપીથી ચાલે તેમ ગલી ખુંચીએથી મહારાજ પાસે ગયો અને તુરત દંડવત્ નમસ્કાર કરી પગમાં પડયો.

મહારાજશ્રીએ આશિર્વાદ આપ્યો અને પૂછયું. કયું બચ્ચા અબી તુંમ જીતે હો. મર નહિ ગયા?

ના મહારાજ, આપની કૃપાથી મને મોત આવ્યું નથી. સેવકે જવાબ આપ્યો. એસા, મોત નહિ આયા, અચ્છા ઠીક હુવા. પરંતુ બોલ તુંમ અહીસેં ઘેર ગયા બાદ કેસા હાલ હુવા થા? મહારાજે કહ્યું.

સેવક—મહારાજ આપે જયારથી મને થોડી થોડી પ્રસાદી આપવી શરૂ કરી ત્યારથી મને કામેચ્છા બહુ વધી હતી, પરંતુ ગઈ કાલે આપે કહ્યું કે આવતી કાલે તારૂં મૃત્યુ છે ત્યારથીજ મ્હારા પગ ભાંગી ગયા હતા. આખી રાત્રી મને જરાપણ ચેન પડયું નહિ, મારી સ્ત્રીને વાત કરતાં તેણી પણ મારા મૃત્યુની વાત સાંભળી વિકળ થઈ ગઇ અને અમો બન્નેએ કલ્પાંત કરતાંજ મહામુશ્કેલીથી રાત્રી પસાર કરી. જ્યાં નજર જાય ત્યાં મૃત્યુ દેખાય. આવી જ ભીતિમાં અત્યારસુધીનો વખત કહાડયો છે. વિષય વાંચ્છનાથી હું કામી થઇ ગયો હતો તે આપ પાસે દીનતા પૂર્વક ક્ષમા યાચના સહિત સ્પષ્ટ અને સત્ય કહું છું. તેમજ એમ પણ મને વિચાર આવેલો કે આટલી થોડી પ્રસાદીથી મને આટલો કામ ઉત્પન્ન થાય છે તો મહારાજશ્રી બે લાડુ ખાય છે તે શી રીતે રહી શકતા હશે? પરંતુ જ્યારથી આપે મારા મૃત્યુની વાત કરી ત્યારથી મ્હારૂં ચૈતન્ય માત્ર હરાઈ

ગયું અને હું મૃતઃપ્રાય થઇ ગયો હતો. મૃત્યુભયથી ગઇ કાલે મારી આવી સ્થિતી થઇ પડી હતી.

મહારાજ—દેખ. મેં દો લડુ ખાતાહું પરંતુ મેં હરદમ મૃત્યુ કો મેરી સામને રખતાહું, ઇસલીએ મેંને કુચ્છ કામજ્વર નહિ પ્રાપ્ત હો સકતા. જેસે તેરાભી કામ મૃત્યુકી ચિંતનાસે નષ્ટ હો ગયા ઈસતરહ મેં મૃત્યુકુ મેરી નજર સમક્ષ રખતાહું ઓર એસા દેખતાહું કે અભી મોત આયગા, અબ મર જાયગા.

સેવક—મહારાજ તો પછી મૃત્યુના ભય થકી આપનો જીવ-મન કેમ વિકળ થતું નથી? અને મ્હારૂં મન એટલું બધું કેમ ભયભિત થઇ ગયું હશે? આપની ભાષા હું બરાબર સમજી શકતો નથી તેથી હું સમજી શકું તેમ મારી ભાષામાં વાત કરો તો ઠીક.

મહારાજ—એજ તારૂં અજ્ઞાન છે. જગતભરમાં મનુષ્ય પ્રાણી માત્રને જન્મ ધારણ કર્યા બાદ દરેકને મરવાનું જ હોય છે. મનુષ્ય સંસારિક અનેક પ્રકારની વિડંબનાઓને ઓળંગી જવાની હિંમત રાખે છે, અનેક પ્રકારનાં દુઃખ સહન કરે છે, પરંતુ મૃત્યુના ભય થકી કંપે છે, એજ મનુષ્યના અજ્ઞાનની નિશાની છે. મૃત્યુ નક્કી એક દીવસ આવવાનું છેજ, કદી મિથ્યા થવાનું નથી જ, તો પછી એવી નિશ્ચિત વસ્તુનો ભય શા માટે? મનુષ્ય માત્રે મૃત્યુને પોતાના હમેશાના સખા-મિત્ર તરીકે માનવો જોઈએ અને મૃત્યુ નજીક છે તેમ જાણી શુભ કાર્ય કરવાં જોઇએ.

સેવક—ત્યારે આપ આમ કહો છો તેથી મને બહુ શંકાઓ ઉઠેછે વાસ્તે તેના નિવારણ માટે આપને પ્રશ્ન

કરવાની ઈચ્છા થાય છે. જો આપની ઈચ્છા–હુકમ હોય તો હું આપને મારી શંકાઓ એક પછી એક પૂછું.

મહારાજ—તને જે વિષયમાં શંકા હોય તે વિષય માટે ખુશીથી તારે પૂછવું હોય તે પૂછીજો. કારણ કે મ્હારે હવે અહીંઆં લાંબો વખત રહેવાનું નથી.

સેવક—આ સંસાર શું છે? મનુષ્ય–હું કોણ છું? વાસ્તવિક સુખ કયું? મૃત્યુ એ શું? તે વિગતવાર હું સમજી શકું તેવી રીતે કહી કૃતાર્થ કરશોજી.

મહારાજ—આ સંસાર મનો કલ્પીતજ છે, ખરૂં સુખ પોતા પાસે જ છે તે અજ્ઞાનથી ઢંકાયેલું રહે છે. મનુષ્ય વ્યવહારીક સુખ સાધન માટે અનેક પ્રવૃતિ કરી દુઃખ પામે છે, માછલું જીભની લાલસાથી જાળમાં ફસાઈ મૃત્યુ શરણુ થાય છે, તેમ માનવી પણુ અનેક જાતનાં સંસારિક કષ્ટો ભોગવી મૃત્યુ વશ થાય છે. કલ્પીત સંસારમાં સુખની ઇચ્છા કરવી તે દુઃખ વાસ્તેજ છે. તેમજ મૃત્યુ એ નિશ્ચિત વસ્તુ છે. એટલે મૃત્યુથી ડરવું એ નહિ ઈચ્છવા યોગ્ય અથવા કાયરપણું છે. ફક્ત પરમાત્માથી ડરી મૃત્યુને સાનિધ્ય રાખી મનુષ્ય માત્ર ઈશ્વર પ્રિત્યર્થમ વ્યવહારીક કાર્યો કરશે તો તેનાં કાર્યો નિષ્કામ થશે અને તેમ થશે તેથી તે કાર્યોનાં ફળ ભોગવવાપણું નહિ રહેતાં જન્મમરણાદિક અનેક અવતાર ભોગવવા પડશે નહિ. એટલે મૃત્યુને નજર સમિપે રાખી પ્રારબ્ધને વશ વર્તિ અનાસક્તિ પરાયણુ રહેવું.

સેવક—ત્યારે ધન, ધામ, સ્ત્રી પુત્રાદિક વગેરેમાં મનુષ્ય સુખ માને છે તે ખરૂં છે કે ખોટું?

મહારાજ—તને પોતાને આ સંસારમાં સ્ત્રી પુત્રાદિકનો અનુભવ થયો છે કે કેમ?

સેવક—આ બાબતમાં મારો અનુભવ હું પરિપૂર્ણ માનતો નથી તો પણ એમ લાગે છે કે સંસારમાં સારી રીતે ધન તથા યોગ્ય સ્ત્રી પુત્રાદિક હોય તો સંસારિક સુખ ભોગવી શકાય એમ હું માનું છું.

મહારાજ—તારા જાણવામાં તું કહે છે તેવો કોઈ મનુષ્ય છે ખરો ?

સેવક—તેવા મનુષ્યો તો છે ખરા, પણ સાંભળવા પ્રમાણે ઘણાને ધન હોય છે તો પુત્રાદિકની કામના હોય છે અને કેટલાકને પુત્રાદિક હોય છે તો ધનની ઇચ્છા હોય છે. કદાચ સ્ત્રી પુત્રાદિક અને ધન સઘળું હોય છે તો શરીરે રોગાદિકની પીડા હોય છે, વળી ઉપર કહેલ સઘળું હોયતો માન, પ્રતિષ્ટા, વિશેષ ધન, અને બીજાના કરતાં વિશેષ સુખ ભોગવવાની ઇચ્છા હોય છે. આવી બધી ગરબડ હોય છે તેથી કોઇ સંપૂર્ણ સુખી હોય તેમ જણાતું નથી. વાસ્તે ખરૂં સુખ શું છે ? તે સમજી શકાતું નથી.

મહારાજ—તારા પોતાના કહેવા ઉપરથી એમ જણાય છે કે તારા કરતાં વિશેષ ધન તેમજ સ્ત્રી પુત્રાદિકમાં તું જેને વિશેષ સુખી માને છે તે લોકો પણ બીજાના સુખની ઇચ્છા કરે છે તેથી તેને કાંઈ સંપૂર્ણ સુખ નથી તેવું તારા પોતાના કહેવા ઉપરથી સમજી શકાય છે. એક ભિખારીથી છેક ચક્રવર્તિ રાજા સુધી દરેક જણ એકબીજાની અદેખાઇ અને ઇર્ષાથી સંતાપ પામતા જોવામાં આવે છે. કારણ કે જો તેમ ન હોયતો મ્હોટા ચક્રવર્તિ જેવા ગણાતા રાજાઓ પણ થોડી જમીન માટે લડાઇ કરી લાખો માણસોનો નાશ કરે છે-કરાવે છે, તે કરત નહી. ચક્રવર્તિરાજ જેટલી જમીન

અને સમૃદ્ધિ મળવાથી સંતોષ થયો નહિ તો પછી એક થોડો જમીનનો ટુકડો તેમાં ઉમેરાવાથી શું સંતોષ થવાનો હતો ? વાસ્તે સ્ત્રી, પુત્ર ધનાદિક સુખનાં કારણ નથી પરંતુ ખરી રીતે તે સઘળાં દુઃખના જ કારણો છે. સ્ત્રી, પુત્ર, ધન, ઘર માલ ખજાના વગેરે આગમાયી છે, સ્થાઈ નથી. જે જે પદાર્થ આગમાયી હોય તે સત્ય હોય નહિ અને આવે તથા જાય એવા સ્વભાવવાળા દરેક નાશવંત હોય છે. સત્ય વસ્તુ તેઓ નથી. એમ જાણી સંસારમાં રહે તો હરકત નથી.

સેવક—જો એમજ આપના કહેવા મુજબ રાજ્યાદિક વગેરેમાં સુખ નહોય તો ભગવાન શ્રી કૃષ્ણ જેવાએ અર્જુનને યુદ્ધ કરવાનો ઉપદેશ શા વાસ્તે આપ્યો હશે ? અર્જુને તો શ્રીકૃષ્ણ પરમાત્માને કહ્યું હતું કે યુદ્ધ કરી સગાં સબંધીઓને મારીને રાજ્ય મેળવવું તે રાજ્યથી મને શું સુખ થવાનું છે ?

મહારાજ—આ બાબત બરાબર વાસ્તવિક રીતે તું સમજી શકયો હોય તેમ જણાતું નથી. શ્રી કૃષ્ણ પરમાત્મા જેવા યોગી અને જ્ઞાની કોઈપણ કાર્ય વગર વિચારે કરાવેજ નહિ, એ વિષે તો ભગવાન શ્રી કૃષ્ણે આખા જગતને શ્રીમદ્‌ભગવત્‌ગીતા દ્વારા સ્વરૂપની પ્રાપ્તિ કરાવવા ઉપદેશ આપેલો છે.

સેવક—ગીતામાં ભગવાનના કહેવા પ્રમાણે આ વ્યવહારની સર્વ સંપત્તિ જેવી કે રાજ્ય, વૈભવ કે સ્ત્રી પુત્રાદિકમાં રહીને પોતાને મુક્ત માને એ નહિ સમજી શકાય એવી બાબત છે, વ્યવહાર કરતાં–ભોગવતાં છતાં મુક્ત ગણાવું એ અસંભવિત છે.

મહારાજ—તારા કહેવા ઉપરથી એમ જણાય છે કે આ બાબતમાં તેં બરાબર વિચાર કર્યો નથી. પરમયોગી શ્રીકૃષ્ણ, જનકવિદેહી, ચુડાલા, શિખીધ્વજ, વગેરે અનેક દાખલાઓ આપણા શાસ્ત્રપુરાણો ઉપરથી માલુમ પડે છે કે તેઓએ સંસારમાં રહ્યા છતાં પૂર્ણપણે મુક્ત સ્થિતીનો લાભ લીધેલો હતો. તેઓ દ્વંદથી રહીત હતા એટલે સુખદુ:ખને વાસ્તવિક માનતા નહિ.

સેવક—મને તો આ જગતના બંધારણ ઉપર વિચાર કરતાં જણાય છે કે સંપૂર્ણ સુખ મળવું મુશ્કેલ છે એમ આટલા આપના સમાગમ ઉપરથી જાણી શકયો છું. કારણકે ધનાદિ મેળવતાં દુ:ખ, તેને સાચવતાં દુ:ખ, તેનો વ્યય કરતાં પણ ખૂટી જવાનું દુ:ખ, સ્ત્રીપુત્રાદિક પણ બધાં અનુકુળ ન મળવાનું દુ:ખ, વળી તે બધાં સર્વકાળ રહેવાનાં તો નથી જ એટલે તેના નાશનું પણ મ્હોટું દુ:ખ. એટલે જ્યાં જોઉં ત્યાં દુ:ખ ને દુઃખ દેખાય છે. વાસ્તે એવા દુઃખની અંદર રહેવા કરતાં અતિત એટલે સન્યાસી થઇ જંગલમાં જઈ રહેવું એ વધારે ઠીક લાગે છે, એ માટે આપની અનુમતિ માગુ છું.

મહારાજ—તું અતિત કે સંન્યાસી થવાનું કહે છે પરંતુ તે તો તું જન્મથી જ છે, અતિત અગર સંન્યાસી થવા પણું નથી પણ જાણુવાપણું છે, તેની તને ખબર નથી.

સેવક—મહારાજ, આપનું બોલવું હું સમજી શકતો નથી. હું જન્મથી અતિત કે સંન્યાસી હોઉં તો મારે તો શિખા સુત્ર વિગેરે છે, તેમાંનું કાંઇ અતિત કે સન્યાસીને હોતું નથી. ઉપરાંત મુંડ મુંડાવી ભગવાં વસ્ત્રો પહેરી સગાં

સંબંધીઓ છોડી દૂર જઇ વિચરવું જોઈએ તેમાંનું મારે કાંઇ નથી, તેમ તેવી રીતે હું કરતો પણ નથી, છતાં આપ મને સંન્યાસી કે અતિત કહો છો તે હું કેમ માની શકું ?

મહારાજ—ભાઇ ! તું ખરેખર અતિત જ છે તે તું જાણતો નથી.

સેવક—હું શી રીતે અતિત હોઈ શકું ? હું તો સ્ત્રી પુત્રાદિકથી જોડાયેલો ગૃહસ્થાશ્રમી છું.

મહારાજ—તું તેવો નથી પણ ખરેખર અતિત જ છે, હું કહું તે તું સાંભળ. જો, તું તારા ઘરથી અસંગ છું, કારણ કે તું ઘર સાથે જોડાએલો નથી. વળી સ્ત્રી પુત્રાદિક કે ધન સાથે પણ તારો સંબંધ નથી. તેમજ તારા દેહ સાથે કે ઇન્દ્રિયો, મન, બુદ્ધિ, ચિત, અહંકાર વગેરે સાથે પણ તારે કાંઈ જોડાણ નથી. એ બધાંથી તું અસંગ જ છે. ફક્ત ભ્રાન્તિથી જ તને એમ જણાય છે કે તે બધાં સાથે હું જોડાએલો છું અને તેનો તને તદાત્મઘ્યાસ થયેલ છે. તું પોતાને દેહરૂપ માને છે અને દેહનાં સુખદુઃખથી તું પોતાને સુખી દુઃખી સમજે છે, પણ ખરી રીતે તેમ નથી, એમ તને સંપૂર્ણ જ્ઞાન થયેથી જણાશે કે દેહ હું નથી, દેહનાં સુખ દુઃખ મને નથી, એ ભ્રાન્તિ જ હતી એમ જાણી તને પશ્ચાતાપ થશે. તારી માફક તેં ઉપર જણાવ્યું તે પ્રમાણે અર્જુને પણ શ્રી કૃષ્ણ પાસે પાંડવ કૌરવ યુદ્ધના સમારંભ વખતે પોતાના સગા સંબંધીઓને મારીને રાજ્ય સુખ ભોગવવું તે ઉચિત નથી એમ કહ્યુ હતું કેઃ—

**नकांक्षे विजयं कृष्ण न च राज्यं सुखानि च ।**
**किंनो राज्ये न गोविंद किं भोगैर्जीवितेनवा ॥**

હે કૃષ્ણ ! મારે જય, રાજ્ય કે સુખ કાંઇ જોઈતું નથી, સગાં સંબંધીઓને મારી રાજ્ય ભોગવવું તે શું કામનું ?

આવી રીતે જ્યારે અર્જુને શ્રી કૃષ્ણને કહ્યું ત્યારે શ્રી કૃષ્ણે કહ્યું કે તું આ બાબતમાં બરાબર સમજતો નથી છતાં પંડિત જેવી વાતો કરે છે પણ ખરૂં પંડિતપણું જાણતો નથી, એમ કહી "આત્મસ્વરૂપ" કેવું છે તે સમજાવવા કહ્યું કેઃ—

नत्वं वाहं जातुनासं नत्वं नेमेजनाधिपाः ।
न चैव न भविष्यामः सर्वेवयमतः परम् ॥

આ જન્મની પહેલાં હું, તું, કે આ સર્વે (રાજાઓ) ન હતા એવું નથી. તેમ આ શરીરોનો નાશ–લય થયા પછી એટલે મૂવા પછી આપણે સર્વે નહિ હોઇયે એમ પણ બનવાનું નથી, માટે શોક કરવો વૃથા છે.

नजायतेम्रियतेवाकदाचिन्नायं भूत्वा भवितावानभूयः ।
अजोनित्यःशाश्वतोऽयं पुराणो न हन्यतेहन्यमानेशरीरे ॥

વળી તે કદી પણ જન્મતો કે મરતો નથી, તેમજ તે પૂર્વે નહતો કે ભવિષ્યમાં નહિ હોય તેમ પણ નથી. આત્મા તો અજન્મા, અમર, અને હુમેશાં રહેનાર તેમજ પુરાતન છે, શરીર હણાવાથી તે હણાતો નથી. વળી પણ કહ્યું છે કેઃ—

नैनं छिंदंति शस्त्राणि नैनं दहति पावकः ।
न चैनं क्लेदयंत्यापो न शोषयति मारुतः ॥

આત્માને શસ્ત્રો છેદી શકતાં નથી, અગ્ની બાળી શકતો નથી, પાણી પલાળી અને પવન સુકવી શકતો નથી.

अव्यक्तादीनिभूतानि व्यक्तमध्यानि भारत ।
अव्यक्तनिधनान्येव तत्रका परिदेवना ॥

હે ભારત ? આ સર્વ પ્રાણીયો આરંભમાં અવ્યક્ત-અદૃશ્ય, મધ્યકાળમાં વ્યક્ત દેખાય તેવા અને મરણ થયા પછી પણ અવ્યક્ત જ-અદૃશ્ય જ થનાર છે તેનો શું શોક કરવો ?

**देही नित्यमवध्योऽयं देहे सर्वस्य भारत ।**
**तस्मात्सर्वाणि भूतानि न त्वं शोचि तु मर्हसि ॥**

હે ભારત ? સર્વના શરીરમાં રહેલો આત્મા કદી મરે નહિ તેવો છે. તે માટે સર્વ પ્રાણીઓનો શોક કરવો તને યોગ્ય નથી.

ઉપર મુજબ યથાર્થ જ્ઞાન વડે સમાન આત્મામાં કેવી રીતે બુદ્ધિ કરવી તે મેં તને કહ્યું એના શ્રવણ થકી તને આત્મસાક્ષાત્કાર થયો? હે અર્જુન, બુદ્ધિપૂર્વક કરેલાં તથા પરમાત્માને અર્પણ કરેલાં કર્મવડે જેનું અતઃકરણ શુદ્ધ થયેલું છે એવો તું, મ્હારા થકી પ્રાપ્ત થયેલા અપરોક્ષ જ્ઞાનથી કર્મરૂપી બંધનને તજી દઇશ. આ પ્રમાણે અર્જુનને શ્રી કૃષ્ણ પરમાત્માએ આત્માનું સ્વરૂપ કહ્યું. વાસ્તે હે વત્સ ? જન્મ, મરણ, સુખ, દુ:ખ, હર્ષ, શોક, કામ, ક્રોધ, લોભાદિક અને ક્ષુધા પિપાસાદિક વગેરે ધર્મો પોતામાં અજ્ઞાનથી આરોપ થયેલા છે. વાસ્તવિક નથી. આ પ્રમાણે મહાત્માશ્રીએ સમજ પાડવા છતાં સેવક પૂછે છે.

સેવક—આપ આ બધું શું કહો છો તે હું હજી પણ સમજી શક્યો નથી, કારણ કે મને પોતાને ભૂખ, તરશ લાગે છે, હર્ષ, શોક થાય છે, તેમ તે તે વિષયો ન મળવાથી કામ ક્રોધ લોભાદિ થાય છે, જન્મ મરણ થાય છે તે પણ જોઉં છું-અનુભવું છું, છતાં આપ કહો છો કે એ કાંઇ તારામાં

નથી. તો તે નથી એમજ માની લઉં અને હા એ હા કહું તો મારા જેવો મૂર્ખ બીજો કોણ ગણાય ? કારણ કે સ્પષ્ટ અનુભવેલી વાતને ખોટી માનવી એ કેમ બની શકે ? જ્યાં સુધી યુક્તિપ્રયુક્તિ વડે મારી સ્થુળ બુદ્ધિમાં નહિ ઉતારો ત્યાં સુધી મારા ગળે એ વાત ઉતરે તેમ નથી.

મહારાજ—પણ એ બધી ઇન્દ્રિયાદિકની પ્રવૃતિઓ અને પ્રાણાયામ, ધારણા તથા શમદમાદિકની રીતિથી પરમાત્માની ઐક્યતા યથાર્થ થવી સંભવતી નથી પરંતુ યથાર્થ ઐક્યતા તો જ્ઞાનથી જ થાય છે, અને એ વિષે અષ્ટાવક્ર ગીતામાં કહ્યું છે કે:—

मुक्तिमिच्छसि चेतात विषयान्विषवत्यज ।
क्षमार्जव दया तोष सत्यं पीयूषवद्भज ॥

હે તાત, મુક્તિની ઇચ્છાવાળાએ ઇન્દ્રિયોના વિષયોને તજવા જોઇએ અને ક્ષમા આર્જવ દયા, સંતોષ, અને સત્યરૂપી સાત્વિક ગુણોની વૃદ્ધિ કરવી જોઇએ. તે જ્ઞાનદૃષ્ટિથીજ થઇ શકે.

સેવક—આપણા અનેક–દરેક શાસ્ત્રોમાં ઇન્દ્રિયનો નિગ્રહ કરવા પ્રાણાયામ આદી સાધનો કહેલાં છે, જેથી ઇન્દ્રિયોની પ્રવૃત્તિ અટકે એમ કહેલું છે. છતાં આપ તો કહો છો કે એ ઉપાય વાસ્તવિક નથી પણ જ્ઞાનથી થઈ શકે તેમ કહો છો તે વિષેનું કાંઇ પ્રમાણ જણાવો તો સમજી શકાય.

મહારાજ—એવાં પ્રમાણ જોઇએ તેટલાં મળે તેમ છે.

प्रकृतेःक्रियमाणानीगुणैः कर्माणि सर्वशः ।
अहंकार विमुढात्मा कर्ताहं मिति मन्यते ॥

ઇન્દ્રિયોના અભિમાનવાળો મૂઢ મનુષ્ય સર્વ કર્મ કરે છે તે સર્વ કર્મો હું કરૂં છું એમ તે માને છે.

तत्वविन्तु महावाहो गुणकर्म विभागयोः ।
गुणागुणेषु वर्तत इति मत्वा न सज्जते ॥

ગુણ કે ઇન્દ્રિયો હું નથી તેમ તે ઇન્દ્રિયોવડે કરેલા કર્મો મારાં નથી એમ પોતાનું જુદાપણું જાણનાર "ઈન્દ્રિયો વિષયોમાં પ્રવર્તે છે પણ હું કાંઇ પ્રવર્તતો નથી" એમ જાણી હું કર્તા છું એવું અભિમાન કરતો નથી.

સેવક—ત્યારે આ તો ભાવતું ઓષડ મળ્યું. કારણકે આમ હોય તો માણસ મનમાં આવે તેમ વર્તે તો શું હરકત આવે ?

મહારાજ— યથેષ્ટાચરણ કરવા કોઇ સ્વતંત્ર જ નથી, એમ નથી જાણતા તેજ તારા જેવી શંકા કરે છે.*

સેવક—તમે જ કહો છો કે ઈન્દ્રિયો પોતપોતાના વિષયો જોઇએ તેમ ભોગવે તેની સાથે મને કાંઈ સંબંધ નથી, એમ જો હોય તો ભાવતું અને વૈદ્યે બતાવ્યું એવું થાય, પછી તો શ્વાન અને માણસ વચ્ચે કાંઈ ફરક રહ્યો જ નહિ.

મહારાજ—ખરી રીતે તું કહે છે તે પ્રમાણે જ છે. માણસ અને શ્વાન વચ્ચે વાસ્તવિક રીતે ભેદ છે જ નહિ. બન્નેનાં

---

* કુદરતના નિયમ વિરૂદ્ધ વર્તન કરી ઇન્દ્રીયભોગ કરશે તો તેને કુદરતથી યથાયોગ્ય સજા થશે જ. અજાણતાં પણ અગ્ની ઉપર પગ મુકાયો તો પણ દાઝશે જ. એમ અજાણતાં કે જાણતાં ઇન્દ્રીભોગ નિયમ વિરૂદ્ધ કરશે તેને રોગાદી થવાનો જ, કારણકે કરેલ કર્મનો હિસાબ ચીત્રગુપ્ત રાખે છે અને વિશેષ વર્તન કરનારને રોગના ભોગ થવું પડે છે જ.

સ્થુળ પંચમહાભૂતનાંજ બનેલાં છે, પરંતુ યથેષ્ટાચરણ કરવા કોઇ સ્વતંત્ર નથી, આ શરીર પૂર્વના પ્રારબ્ધ કર્મયોગે કર્મઅનુસાર ઘડાએલું છે, જેમ નટ પુતળીને દોરી સંચાર કરી નચાવે છે, તેવી રીતે અંતરયામિ આ શરીરને વિષે રહ્યો થકો પ્રેરણા કરે છે તેમ નાચે છે તેનું ભ. ગી. અ. ૩ શ્લોક ૩૩ માં પ્રમાણ છે.

सदृशं चेष्टते स्वस्याः प्रकृतेर्ज्ञानवानपी ।
प्रकृति यांति भूतानी निग्रहः किं करिष्यति ॥

શું કરવાથી લાભ તથા શું કરવાથી હાની છે તે જાણવા છતાં જ્ઞાની પણ પોતાના કર્મને આધિન પોતાના સ્વભાવને અનુસાર કર્મ કરે છે. સ્વભાવની આગળ ઇન્દ્રિયોનો નિગ્રહ શું કરી શકવાનો ? શ્રી. ભ. ગી. અ: ૧૮ શ્લો. ૬૧

इश्वरः सर्व भूतानां हृदेशेऽर्जुन तिष्टति ।
भ्रामयन्सर्व भूताना यंत्रा रुढानिमायया ॥

હે અર્જુન ? જેમ કારીગર યંત્રની પુતળીઓને નચાવે છે તેમ પરમાત્મા સર્વ શરીરના અભિમાની જીવોને પોતાની માયાવડે ભમાવતાં છતાં સર્વ પ્રાણીને વિષે રહ્યા છે. તેથી માલુમ પડે છે કે સર્વ જીવો પરતંત્ર છે, કોઈ પણ પોતાની મરજી પ્રમાણે વર્તિ શકતો નથી. એ બાબતમાં વિદ્યારણ્ય સ્વામીએ પણ પંચદશી તૃપ્તિ દીપમાં લખ્યું છે કે:—

अतिप्रसंगो माशक्य स्वकर्मवशवर्तिनाम् ।
अस्तुवाकोऽत्रशक्येन कर्मवारयितुं वद् ॥

કર્મને વશ વર્તનારા પણ જ્ઞાનીઓનો અતિ પ્રસંગ શંકા કરવા યોગ્ય નથી. કારણ કે કર્મનો અટકાવ કરવા કોણ સમર્થ છે?

તે ઉપરથી નિશ્ચય થાય છે કે પ્રારબ્ધ કર્મને કોઈ અટકાવી શકે તેમ નથી, ફક્ત એટલો જ વિચાર કરવાનો છે કે ઇન્દ્રિયાદિક વડે થયેલાં કર્મો તારાં છે કે નહિ તેજ જાણવાનું છે.

સેવક—આપ શ્રીકૃષ્ણ પરમાત્માના તેમજ અન્ય મહાત્માઓના કથનાનુસાર કહો છો, પરંતુ જેને જ્ઞાન થયું હોય તેની પ્રવૃતિ સાધારણ માણસોના જેવી હોય તો પછી જ્ઞાની અને અજ્ઞાનીમાં તફાવત શું ? જ્ઞાનીથી કદાચ નરસું કામ થઇ જાય તો સાધારણ માણસને કહેવાનું મળે કે અમે પણ અમારા પ્રારબ્ધ મુજબ વર્તિએ છીયે.

મહારાજ—તારૂં કહેવું ખરૂં છે. પણ તું તથા તારા જેવી સમજણ ધરાવવા વાળા માણસોજ જ્ઞાનીઓ માટે એવું ધોરણ બાંધે. તારી સમજ પ્રમાણે તો જે જ્ઞાની અગર તત્વવેતા હોય તેનો આકાર પણ સાધારણ માણસના જેવો ન રહેવો જોઈએ અગર જડ જેવો થઈ જવો જોઇએ, અથવા ખાવા પીવા કે પહેરવા ઓઢવાનું પણ તેને ભાન ન હોવું જોઈએ. એટલે સામાન્ય મનુષ્યથી વિપરીત વ્યવહાર તેનો હોવો જોઇએ એવી તારી માન્યતા છે. અને તેવો હોય તેનેજ જ્ઞાની કહી શકાય તેમ તારૂં માનવું છે. પરંતુ અગાઉના રૂષિ મુનિયો જેવા કે નારદ, વશિષ્ઠ, સનકાદિક આદિકનો દેહાદિક વ્યવહાર પણ સાધારણ મનુષ્યના જેવો જ હતો. દરેક પોતપોતાની ઇન્દ્રિયોથી બધો વ્યવહાર કરતા હતા એમ આપણને શાસ્ત્ર ઉપરથી માલુમ પડે છે. પરંતુ સર્વ વ્યવહારીક કામ કરતાં, ઇન્દ્રિઆદિકનો ઉપયોગ કરવા છતાં, જ્ઞાની પોતે કરે છે તેમ માનતો નથી અને

તેથી વિરૂદ્ધ અજ્ઞાની પોતે કરે છે તેમ માને છે. એજ મોટો જ્ઞાની અને આજ્ઞાની વચ્ચેનો તફાવત છે.

સેવક—આ વાસ્તે કાંઈ શાસ્ત્રનું પ્રમાણ સમજાશો?

મહારાજ—હા. એ બાબતમાં પણ શ્રીમદ્ ભગવતગીતાનું પ્રમાણ છે.

अनादित्वान्निर्गुणत्वात्परमात्मायमव्ययः ।
शरीरस्थोऽपि कौंतेय न करोति न लिप्यते ॥
यथा सर्वगतं सौक्ष्म्यादाकाशं नोपलिप्यते ।
सर्वत्रावस्थितो देहे तथात्मानोपलिप्यते ॥

જે વસ્તુ ઉત્પન્ન થાય છે તેનો જ નાશ થાય છે, અથવા જે વસ્તુ ગુણવાળી છે તેના ગુણનો નાશ થતાં પોતાનો નાશ થાય છે. પરંતુ આત્મા નિર્ગુણ અને અનાદિ છે. માટે અવ્યય છે એથી શરીરમાં રહ્યા છતાં કાંઈ કરતો નથી અને કર્મફળથી લેપાતો નથી.

આકાશ પણ સર્વ વસ્તુને વિષે રહેલું છે પરંતુ કોઈથી લેપાતું નથી. તેમ આત્મા સર્વ દેહોમાં વ્યાપી રહેલો છે, છતાં અસંગપણાને લીધે દેહના ગુણદોષથી લેપાતો નથી. અને ઈન્દ્રિઆદિકને વશ રાખવા બાબતમાં તું કહે છે તે તો ઈન્દ્રિઓ તારે વશ છેજ. આંખ જોવાનું અને કાન સાંભળવાનું કામ કરે છે. એજ પ્રમાણે બીજી ઇન્દ્રિઓ પણ પોતપોતાનો વ્યવહાર તને વશ રહીને કરે છેજ. એમાં નિયમથી ઉલટી રીતે અથવા વધારે પડતી રીતે ઉપયોગ કરીશ તો રોગાદિનો ભય થવાનો જ. ઇન્દ્રિઓનો જે વ્યવહાર થાય છે તે વ્યવહાર તું પોતે કરતો નથી પણ સ્વાભાવિક છે અને

તે તને બંધન કરતા નથી. એમ તારે જ્ઞાન દ્રષ્ટિથી સમજવાનું છે. ઇન્દ્રિયો દેહની છે, દેહ પંચભૂતનો છે, અને તું પોતે પંચભૂતનો દ્રષ્ટા તેનાથી જૂદો છે. એટલે દેહને વશવર્તિ ઇન્દ્રિઓ જે કાંઇ વ્યવહાર કરે તે તું નથી કરતો એમ જાણવાનું છે, પરંતુ દેહાભિમાની મનુષ્ય તેવી રીતે નહિ સમજતાં હું કરૂં છું એમ જાણે છે. અને તેથી જ કર્મનાં ફળ ભોગવવા રૂપી પીડા પામે છે.

સેવક—ઠીક મહારાજ હવે તો મને કાંઇક સમજાવા લાગ્યું છે કે આ દેહ પોતે જ મારો નથી તો પછી દેહની ઈન્દ્રિઓએ કરેલ કામ પણ મારાં કરેલાં ન ગણાય. એમજને?

મહારાજ—હા, એમજ સમજવાનું છે.

સેવક—ત્યારે હવે મને આ દેહની શુદ્ધિઅર્થે કાંઈ ક્રીયા કરવાની જરૂર છે કે કેમ? અને જરુર હોય તો શું કરવું જોઈએ તે દયા કરી સમજાવશો.

મહારાજ—તું બાહ્ય શુદ્ધિ માટે પૂછેછે કે આંતરશુદ્ધિને માટે? બાહ્ય શુદ્ધિ તો ન્હાવાથી થાય છે. પરંતુ વાસ્તવિક રીતે દેહ શુદ્ધજ નથી. એક માટીના પીંડાને તું ગમે તેવા શુદ્ધ જળથી અનેક વખત નવરાવીશ છતાં માટી મટવાની નથી, એટલે શુદ્ધ થવાની નથી. તેમ દેહ પણ તેવો જ છે, તેને ગમે તેટલો નવરાવવાથી શુદ્ધ થતોજ નથી. કારણ કે જે વસ્તુ સ્વભાવેજ મલિન છે, એ વસ્તુ નવરાવવાથી કે ધોવાથી શુદ્ધ થઈ શકતી નથી. નવરાવેલ દેહને સારાંમાં સારા પટકુળ પહેરાવશો તો પણ થોડીવાર પછી તે પટકુળ બગડશે. જો દેહ શુદ્ધ હોય તો પટકુળ બગડવાં જોઈએ નહિ. દેહની મલિનતા લૂગડાને બગાડે છે, એ મલિનતા ન્હાવાથી મટી શકતી નથી,

પરંતુ ખરી રીતે અંતરશુદ્ધિની જ જરૂર છે કારણ કે દેહની સાથે કે તેની શુદ્ધિ અશુદ્ધિ સાથે તારે કાંઈ સબંધ નથી. અંતરશુદ્ધિથી જ પરમાત્માનો સાક્ષાત્કાર થાય છે.

સેવક—તો એ રસ્તો મને દયા કરી બતાવશો?

મહારાજ—પરમાત્માનો સાક્ષાત્કાર બ્રહ્મવિદ્યા કે આત્મજ્ઞાનથી થાય છે અને તે માટે વિચારની જરૂર છે. બાકી દેહ તો મેં ઉપર કહ્યું તેમ જન્મથીજ અપવિત્ર જ છે. કારણ કે આ દેહની ઉત્પતિ માતપિતાએ ખાધેલાં અન્નથી થાય છે. નવમાસ માતાના ઉદર વિષે રહે છે, વલી આ દેહનાં નવદ્વાર જેવાં કે બે આંખ, બે કાન, નાક, મ્હોડું ગુદા અને શીશ્ન વિગેરે દ્વારોમાંથી પણ મલિન જ પદાર્થો હરહમેશ નીકળ્યા કરે છે અને દુર્ગંધ પણ મારે છે તેથી સહેજે સમજી શકાય તેમ છે કે દેહ એ અપવિત્ર જ, અશુદ્ધ જ છે, તેને શુદ્ધ કરવાની કલ્પના કરવા કરતાં તેના ઉપર વૈરાગ્ય કરવો, મમત્વ છોડી દેવું એજ વધારે સારૂં છે, કારણ કે ગંગોદક અગર ઉત્તમ ખોરાક લીધા પછી થોડી વારેજ વિષ્ઠા મુત્ર થઇ દેહમાંથી બહાર આવે છે. વાસ્તે વિશેષ વિવેચન નહિ કરતાં ફક્ત એટલું જ સમજવાનું છે કે એ દેહવડે બુદ્ધિદ્વારા શાસ્ત્રો કે સત્સંગથી પોતાના સ્વરૂપનો વિચાર કરી આત્મનિષ્ટ થવું એજ ખરી રીતે દેહ શુદ્ધિ છે કહ્યું છે કેઃ—

देहोहं बुद्धिजं पापं तद्गोवध कोटिभिः ।
आत्माहं बुद्धिजं पुण्यं न भूतं न भविष्यति ॥

દેહ હું છું એવી બુદ્ધિ કરવી એ કોટી ગાયોના વધના પાપ બરાબર છે, અને આત્મા હું છું એવી જે બુદ્ધિ થવી તેના જેવું પુન્ય થયું નથી અને થશે નહિ.

સેવક—તો પછી બુદ્ધિની શુદ્ધિને અર્થે તિર્થાદિક અગર આચાર, વિચાર કે વૃતવૃતાદિક કરવાની જરૂર ખરી કે નહિ ?

મહારાજ—બુદ્ધિની શુદ્ધિ આચાર પાળવાથી કે વૃત-વૃતાદિક કે તિર્થાટન કરવાથી થતી નથી, તેમ કરવાથી તો ઉલટો બુદ્ધિમાં ભ્રમ પેદા થાય છે, ઘણા મનુષ્યો પૃથ્વી ઉપરનાં પવિત્ર ગણાતાં તિર્થોમાં પરિભ્રમણ કરી ચૂકેલા છે કાશીપુરી જેવાં પુરાણ પ્રસિદ્ધ સ્થળોમાં નિવાસ કરી ચૂકેલ છે છતાં બુદ્ધિની શુદ્ધિ થયેલી જોવામાં આવતી નથી.

સેવક—ત્યારે બુદ્ધિની શુદ્ધિ કરવા શું કરવું ?

મહારાજ—બુદ્ધિની શુદ્ધિ શાસ્ત્ર શ્રવણ મનન નિદિધ્યાસન તેમજ સર્વ દ્રષ્ય પદાર્થમાં પરમાત્મ ભાવના કરવાથી જ થાય છે.

સેવક—તો પછી યજ્ઞ યાગાદિક વિગેરે કર્મો કરવા બાબતમાં આપનો શું અભિપ્રાય છે, ભગવાન શ્રીકૃષ્ણે ગીતાજીના ચોથા અધ્યાયમાં ઘણા પ્રકારના યજ્ઞો કરવા કહેલું છે. દાન, ચાંદ્રાયણ આદિક વૃતો વગેરે કરવાની જરૂર છે કે કેમ ?

મહારાજ—વેદમાં એ સર્વ યજ્ઞો કે વૃતોનું વિધાન છે પરંતુ તે શરીર, વાણી, મન, ઇન્દ્રિયોવડે થયેલાં છે જેથી તે અનિત્ય ફળ આપનાર છે. આ દેહ પોતે જ અનિત્ય છે તો પછી તે વડે થયેલાં કર્મો અનિત્ય, નાશ થવા વાળાં જ હોય, માટે તેવા યજ્ઞો કે વૃતો કરવા કરતાં જ્ઞાન યજ્ઞજ અતિ ઉત્તમ છે, એ પણ એજ ગીતાના ચોથા અધ્યાયમાં ભગવાન શ્રી કૃષ્ણે કહ્યું છે કે—

**श्रेयान्द्रव्य मयाद्यज्ञाज्ज्ञान यज्ञः परंतप ।**
**सर्वकर्मखिलं पार्थ ज्ञाने परिसमाप्यते ॥**

અનાત્મ વસ્તુઓથી થઈ શકે તેવા યજ્ઞ કરવા કરતાં જ્ઞાન યજ્ઞ અતિ ઉત્તમ છે. સર્વ કર્મોનો જ્ઞાનમાં અંતર્ભાવ સમાવેશ થાય છે. તેમજ ભા. એ. ૨૦ મા અ. ના ૨૭ મા શ્લોકમાં શ્રીકૃષ્ણ પરમાત્માએ ઉદ્ધવજી પ્રત્યે કહેલ છે કેઃ—

जातश्रद्धो मत्कथासु निर्विण्णः सर्वकर्मसु ।
वेद दुःखात्मकान्कामान्परित्यागेऽप्यनीश्वरः ॥

"નિત્ય–નૈમિત્તિક કર્મ અંતઃકરણને શુદ્ધ કરનાર હોવાને લીધે ગુણરૂપ છે, હિંસાઆદિક કર્મ અંતઃકરણને મલિન કરનાર હોવાથી દોષરૂપ છે અને કૃચ્છાદિક પ્રાયશ્ચિત કર્મ દોષને મટાડનાર હોવાથી ગુણરૂપ છે એમ વેદે વીધિ અને નિષેધ રૂપ વાકયોથી કહેલું છે માટે પ્રાયશ્ચિત વિના યોગ અને ભક્તિથી જ શી રીતે પાપ બળે ?" આવી શંકા રાખવી નહિ. મર્યાદામાં રહેવું એજ ગુણરૂપ છે એમ વેદની આજ્ઞા છે. અમુક કર્મ પોતે ગુણરૂપ છે એમ વેદે કહ્યું નથી. કર્મ સઘળાં સ્વભાવથી જ મલિન છે. તેઓને આ ગુણદોષરૂપ ભાંજગડ નાખીને વેદે સંકોચ કરેલો છે અને તે સ્વભાવથી જ પ્રાપ્ત થયેલા સંગોનો ત્યાગ કરાવવાની ઇચ્છાથી કહેલ છે, મનુષ્યની અશુદ્ધિ એ કાંઇ પ્રવૃતિથી જૂદી નથી, કારણ કે સ્વભાવિક પ્રવૃતિથીજ મનુષ્ય મલિન થયેલ છે. વાસ્તે સઘળાં કર્મ માત્રની નિવૃતિ કરવી જોઇએ પરંતુ તે સહસા કરી શકાતી નથી એટલા માટે જ આ કરવું અને આ ન કરવું એમ પ્રવૃતિમાં સંકોચ કરીને તે દ્વારા નિવૃતિ કરાવવાનો જ વેદનો અભિપ્રાય છે આ ઉપરથી સિદ્ધ થાય છે કે પ્રાયશ્ચિત કર્મ પોતે ગુણરૂપ નથી પણ સ્વભાવિક રીતે પ્રવૃતિમાં પડેલા

મનુષ્યને માટે ગુણરૂપ છે તો જ્ઞાની યોગી કે ભક્તને સ્વાભાવિક પ્રવૃતિ નહિ હોવાથી તેઓને પ્રાયશ્ચિતને વેદનો વીધી લાગુ પડતો નથી. વલી તેજ શ્રીમદ્ ભા. એકા. અ. એકવીશના ૨૮ મા શ્લોકમાં કહ્યું છે કે—

नते मामंगजानंति हृदिस्थं य इदं यतः
उक्थशस्त्राह्मसुतृपो यथा निहार चक्षुषः ॥

હે ઉદ્ધવજી, જેઓને કર્મ જ પશુઓની હિંસાનાં સાધન છે એવા એ પેટભરા લોકો, જેમ ઝાકળના અંધારાથી વ્યાપ્ત થયેલી આંખોથી નજીકની વસ્તુને જોઇ શકતા નથી તેમ હૃદયમાં રહેલા આત્માના સ્વરૂપ ભૂત હું કે જેમાંથી આ જગત ઉત્પન્ન થયું છે અને જે તેનાથી ભિન્ન નથી તેને જાણુતા નથી કે જોઇ શકતા નથી. તેથી યજ્ઞાદિક કર્મોથી જ્ઞાન યજ્ઞજ ઉત્તમ માનેલો છે. વળી શ્રીમદ્ ભ. ગીતામાં ચોથાના ૩૭ માં શ્લોકમાં શ્રી ભગવાને કહ્યું છે.

यथै धांसि समिद्धोऽग्निर्भस्मसात्कुरुतेऽर्जुन ।
ज्ञानाग्निःसर्वकर्माणि भस्मसात्कुरुते तथा ॥

જેમ પ્રજ્વલિત અગ્નિ કાષ્ટ વગેરેને બાળી ભસ્મ કરે છે, નાશ કરે છે, તેમ જ્ઞાનરૂપી અગ્નિ કર્મ માત્રનો નાશ કરે છે. એટલે આ સર્વનું તાત્પર્ય એજ છે કે જ્ઞાન યજ્ઞ જ સર્વથી આત્મસાક્ષાત્કાર કરવાનું શ્રેષ્ટ સાધન છે.

સેવક—ઠીક મહારાજ ત્યારે યજ્ઞયાગાદિક માટે આમ કહો છો તો પછી વર્ણાશ્રમાદિકના ધર્મ અનુક્રમે પાળવાની જરૂર ખરી કે નહિ અને જરૂર હોય તો કયાં લગી ? તે કહેશો ?

મહારાજ—જેને દેહાભિમાન હોય તેને એ સર્વ ધર્મો

લાગુ પડે છે. કારણ કે વર્ણાશ્રમ દેહને લીધે છે. આત્માને લઈને નથી. જો તું દેહને તારો પોતાનો માનતો હું તો વર્ણાશ્રમ આદિ બધા શાસ્ત્રમાં જણાવેલા કાયદા તને લાગુ પડે છે અને એ બાબતમાં વિદ્યારણ્ય સ્વામિએ પંચદશીના ધ્યાન દીપમાં શ્લોક ૧૦૦-૧ માં કહ્યું છે કે—

वर्णाश्रम वयोऽवस्थाभिमानो यस्यविद्यते ।
तस्यैवचनिषेधाश्चविषयः सकलाअपि ॥
वर्णाश्रमाद्योदेहे मायया परिकल्पिताः ।
नाऽऽत्मनोबोधरुपस्ये त्येवं तस्य विनिश्चयः ॥

બ્રાહ્મણ, ક્ષત્રી, વૈષ્ય, શુદ્ર, બ્રહ્મચર્યાશ્રમ, ગૃહસ્થાશ્રમ, વાનપ્રસ્થાશ્રમ, સન્યસ્થાશ્રમ, બાલ્ય, તારૂણ્ય, વૃદ્ધપણું, ઉત્તમ, મધ્યમ, કનિષ્ટ; આ સઘળાનું જેને અભિમાન હોય તેઓ સઘળાને વીધિનિષેધ લાગુ પડે છે. જ્ઞાની કે તત્વવિત્‌ને એ હોતું નથી. એટલે તેને વર્ણાશ્રમ ધર્મની જરૂર નથી.

સેવક—દેહધારીઓને વર્ણાશ્રમ ધર્મસ્વાભાવિક જણાય છે. જ્ઞાની કે તત્વવિત્‌ પણ દેહધારી તો છેજ. તો પછી તેમને વર્ણાશ્રમ ધર્મ લાગુ પડવોજ જોઇએ.

મહારાજ—તત્વવિત્‌ દેહધારી છે, એ ખરૂં, પરંતુ આત્મ-તત્વ અને અનાત્મતત્વને તે સારી રીતે જાણે છે. વર્ણાશ્રમઆદિ સર્વ ધર્મો અનાત્મતત્વ છે, તે ધર્મો દેહના છે. દેહ વિનાશી છે, માયાએ ઉપજાવેલો છે, આત્મા અવિનાશી છે, કોઇપણ ધર્મથી રહિત છે. ભગવાન શ્રીકૃષ્ણે ભ. ગી. અ. ૩ શ્લો. ૧૮ માં કહ્યું છે કે—

नैव तस्य कृतेनार्थो ना कृते नेह कश्चन ।
न चास्य सर्वभूतेषु कश्चिदर्थव्यपाश्रयः ॥

તત્વવિત્ મનુષ્ય દેહાભિમાન રહિત હોવાથી તેને વીધિ નિષેધ લાગુ પડતો નથી, કરેલાં કર્મથી તેને નથી થતું પુન્ય કે નથી થતું પાપ. તેમ મોક્ષ માટે તેને બીજાના આશ્રયની જરૂર પડતી નથી યર્થાત પોતે મુક્તજ છે અને તે વિષે શ્રીમદ્ ભાગવતમાં પણ શ્રીકૃષ્ણ ભગવાને એકાદશસ્કંધમાં અ. ૨૧ શ્લો. ૬ માં ઉદ્ધવજી પ્રત્યે કહેલ છે કે—

**वेदेन नामरुपाणी विषमानिसमेष्वपि ।**

**धातुषुद्धव कल्प्यंत एतेषा स्वार्थं सिद्धये ॥**

પ્રાણીઓના લાભ માટે પ્રવૃતિને ઓછી કરી તે વડે ધર્માદિક પ્રાપ્ત કરવા માટે જ જૂદા જૂદા વર્ણાશ્રમના નામ રૂપ કલ્પેલા છે એટલે તે ખોટાં છે. ભા. ૧૧-૧૩-૩૧ માં કહ્યું છે કે

**असत्वादात्मनोऽन्येषाभावानांतत्कृताभिदा ।**

**गतयो हेतवश्चास्य मृषास्वप्नद्रशो यथा ॥**

આથી તારા મનને સંદેહ થશે કે વર્ણાશ્રમ તથા તે સબંધનાં કર્માદિકની ભેદ બુદ્ધિ વેદે જ નિરૂપણ કરેલી છે. તે કેમ મિથ્યા થાય ? પણ એ શંકા નકામી છે " દેહાદિક પદાર્થો મિથ્યા છે " એથી એને લઈને થયેલા વર્ણાશ્રમ આદિના ભેદ તથા સ્વર્ગાદિક ફળો અને તે ફળો આપનાર કર્મો પણ આત્માની પાસે મિથ્યા જ છે, એમ જાણ.

સેવક—આપની મારા પ્રત્યેની આટલી બધી દયાથી હું કૃતાર્થ થયો છું. આપ જેવા જ્ઞાની પુરૂષોનું મારા જેવા મુઢ જીવોનું કલ્યાણ કરવાનું કર્તવ્ય આપ બરાબર બજાવો છો, છતાં મારૂં અંતઃકરણ એટલું જડ છે કે તે આપની સાદી સહેલી શૈલીમાં કહેલી હકીકત પણ પચાવી શકતું નથી. આપ વર્ણાશ્રમાદિ અને તેના અંગેનાં કર્મ તથા તેના ફળો વગેરેને

મિથ્યા હોવાનું નિરૂપણ કરો છો પરંતુ વર્ણાશ્રમાદિક ધર્મો કે વ્યવહારીક કર્મો કરવાથી પાપ પુણ્ય થાય છે અને તેનાં ફળ ભોગવવાનું શાસ્ત્રમાં પ્રતિપાદિત કહેલું છે તેનું કેમ?

મહારાજ—એ બાબત તો શ્રીમદ્ ભાગવતના છષ્ટમ સ્કંધમાં અજામિલ આખ્યાનમાં સારી રીતે વર્ણવેલી છે. અત્યંત પાપ કરનાર, ચોરી કરનાર, મદિરાપાન કરનાર બ્રહ્મ-હત્યા કરનાર, સ્ત્રી, રાજા, ગાય વગેરેનો નાશ કરનાર અગર બીજાં પાપો કરનાર હોય તે સર્વ પાપીઓના પાપનું નિવારણ ફક્ત શ્રી હરિનું નામસ્મરણ કરવા માત્રથી થાય છે એમ કહેલું છે. ઈશ્વરી માયાથીજેની બુદ્ધિ આ સંસારમાં મોહિત થયેલી છે અને ઉપરથીજ સારા લાગે એવા વેદના કર્મકાન્ડથી કર્મમાં જોડાયેલા હોય તેઓ શ્રીહરિના નામનો મહિમા જાણતા નથી તેથી જ તેઓ પ્રાયશ્ચિતો બતાવે છે. પરંતુ ખરૂં પ્રાયશ્ચિત તો શ્રીહરિપરમાત્માનું નામજ છે કે જેનાવડે આ વ્યવહારીક કર્મથી થયેલાં સઘળાં પાપોનું નિવારણ થઇ જાય છે, એ એમાં સારી રીતે સમજાય તેમ કહેલું છે.

સેવક—ત્યારે તો કોઇ ચોરી કરે કે ઠગાઈ કરે કે ગમે તેવું નાનું મોટું પાપ કરીને પણ શ્રીનારાયણનું નામ લે એટલે પત્યું. ન એને રાજા સજા કરે કે ન એ પાપમાં પડે.

મહારાજ—તને આટલા સતસંગથી પણ વાત સમજી શકવાની શક્તિ આવી જણાતી નથી. તું કહે છે તેવાં પાપ કર્મ જો વ્યવહારીક બુદ્ધિથી કરવામાં આવે તો રાજા સજા પણ કરે અને પાપનાં ફળ ભોગવવાં પણ પડે. પરંતુ હું તો તને પારમાર્થીક-અધ્યાત્મિક રીતે કહુંછું કે જેને સમસ્ત જગત આત્મસ્વરૂપ દેખાયછે તે સ્વપ્નમાં પણ પાપ

અથવા ગુન્હો કરવાનું જાણતો નથી તો આ માયિક વ્યવહારમાં તો કેમ જ કરે ? પ્રથમજ તને જણાવી ગયો છું કે વ્યવહાર એ તારી બુદ્ધિથી કલ્પાએલો છે, તારે તેની સાથે કાંઇ સબંધ નથી. છતાં તું અણઘડની પેઠે વાત કરે છે.

સેવક—ત્યારે તો પુણ્યથી મુક્તિ ખરી ને ?

મહારાજ—પુણ્યથી મુક્તિ ? પુણ્યથી મુક્તિ ન થાય. પણ પુણ્યથી સ્વર્ગાદિ ન્હાના મ્હોટા વૈભવ પ્રાપ્ત થાય ખરા. પરંતુ ક્ષિણે પુણ્યે મૃત્યુ લોકે વિશંતિ એ પ્રમાણે જ્યાં પુણ્ય ખલાસ થયું કે મૃત્યુ લોકમાં જન્મ થયો જ જાણવો. જન્મ પછી મરણ તો નિર્માએલું જ છે. એટલે પાપથી નર્ક અને પુણ્યથી સ્વર્ગ એમ ચક્રાવામાં ચડવા સિવાય મુક્તિ નથી. મુક્તિ તો ફક્ત આત્મજ્ઞાન વિના થતી નથી જ. કેટલીક વખત પુણ્ય કરતાં પણ પાપના અધિકારી થવું પડે છે અને એનો વૃતાંત શ્રીમદ્ભાગવતમાં દશમ સ્કંધના ઉત્તરાર્ધના ચોસઠમા અધ્યાયમાં નૃગરાજાનો છે.

સેવક—મહારાજ, પુણ્ય કરતાં વળી પાપના અધિકારી થવાતું હશે ખરૂં ? એ તો ન માની શકાય એવી વાત કરો છો.

મહારાજ—સાંભળ, નૃગરાજા મહાન દાનેશ્વરી હતો, હમેશાં બ્રાહ્મણોને ગાયોનાં દાન કરતો અને એ પ્રમાણે એણે લાખો ગાયોનું દાન કરેલું હતું. એક દિવસે રાજાએ એક બ્રાહ્મણને ગાયનું દાન કર્યું. તે ગાય બ્રાહ્મણ પોતાને ઘેર લઈ ગયો, ત્યાંથી તે ગાય પાછી રાજાની ગૌશાળામાં આવતી રહી, અને બીજે દિવસે બીજી ગાયોનું દાન કરતી વખતે ઉપર જણાવેલ ગાય પણ બીજા બ્રાહ્મણને ભૂલથી રાજાએ દાનમાં આપી દીધી. આથી બન્ને બ્રાહ્મણો લડી

પડયા. તેથી એક ગાયને બદલે બીજી અનેક ગાયો રાજાએ આપવાનું કહ્યું. પરંતુ બ્રાહ્મણો માન્યા નહિ અને પહેલા બ્રાહ્મણે દીધેલ દાન પાછું લીધાનું જણાવી રાજાનો તિરસ્કાર કર્યો તથા શ્રાપ આપ્યો તેથી રાજાને લાખો ગાયોનું દાન કરવા છતાં મરણના અંતે કૃકલાશ–કાચંડાનો અવતાર લેવો પડયો હતો. તેવીજ રીતે પ્રાચિન બર્હિષ રાજાએ અનેક યજ્ઞો કર્યા હતા અને તેમાં અનેક પશુઓને તેણે હોમેલાં હતાં. તે પશુઓ રાજાના મરવાની અને પોતાનું વેર લેવાની રાહ જોતાં હતાં, પરંતુ રાજાના સદ્ભાગ્યે ભગવદ્ ભક્ત નારદજીએ જ્ઞાનોપદેશ આપી રાજાને પશુહોમ કરતાં અટકાવ્યો તેથી રાજા પ્રસન્ન થઈ બોલ્યો કે આવી હિંસક પ્રવૃતિથી મારી પાસે અનેક યજ્ઞો કરાવી મારા યજમાન બ્રાહ્મણોએ કર્મકાન્ડની પોતાની ક્રીયાવડે મને હિંસામાં ઉતાર્યો છે. એ ઉપરથી તને કહેવાનું કે પુણ્ય પણ વગર સમજે કરવામાં આવેલ હોય તો પાપના રૂપમાં બદલાઈને દુઃખનોજ હેતુ થઈ પડે છે.

સેવક—ત્યારે ભગવાન શ્રીકૃષ્ણે ગીતાના પાંચમા અધ્યાયના શ્લોક ચૌદમાં કહ્યું છે કે—

न कर्तृत्वं न कर्माणि लोकस्यसृजतिप्रभुः ।
न कर्मफलसंयोगं स्वभावस्तु प्रवर्तते ॥

પરમાત્મા જીવોનું કર્તાપણું, કર્મો તથા કર્મનાં ફળોના સબંધને સ્રજતા નથી, પરંતુ અનાદિકાળના અજ્ઞાન તથા વિષયભોગની ઈચ્છાને વશ થવાથી, જેનો સ્વભાવજ પ્રવૃતિવાળો છે તેવા જીવોને પરમાત્મા કર્મમાં જોડેછે. કાંઈ પોતે કર્તાપણાને ઉત્પન્ન કરતા નથી. વળી તેમાંજ ભગવાને આગળ ચાલતાં

સોળમા અધ્યાયના ૧૯મા શ્લોકમાં કહ્યું છે કે—

तानहंद्विषतःक्रुरान् संसारेषु नराधमान ।
क्षिपाम्यजस्रमशुभानासुरीष्वेव योनिषु ॥

મારો દ્વેશ કરવાવાળા તથા ક્રુર અને અધમ મનુષ્યોને જન્મ મરણ પામવાવાળા અનિષ્ટ એવા આ સંસારમાં ક્રુર યોનિયોમાં જ નાખું છું, એટલે એવા પાપીઓને એવાં ફળ આપું છું.

આ પ્રમાણે એક બીજાથી ઉલટા સુલટું ભગવાન શ્રીકૃષ્ણે કેમ કહ્યું હશે ? એક બાજુથી પાંચમા અધ્યાયમાં કહે છે કે હું કોઈના પાપ પુણ્ય સ્રજતો નથી અને સોળમા અધ્યાયમાં કહે છે કે તેવા પાપ કર્મવાળાને નર્કમાં નાખું છું. આમાં ખરૂં શું ? તે સમજવું મુશ્કેલ છે, તે કહેશો ?

મહારાજ—તે કહેવા વખતના દેશકાળ અને પ્રસંગને અનુસરીને કહેવું પડેછે. આપણાં શાસ્ત્રો મનુષ્યોને-જીવોને સારા રસ્તે ચડાવવા માટે ત્રણ પ્રકારની શૈલીથી રચાએલાં છે. રોચક, ભયાનક અને યથાર્થ. જો કર્મમાં પ્રીતિ કરાવવાનો પ્રસંગ હોય તો તેને રોચક ઉપદેશ કહેવો પડેછે અને કર્મમાં અપ્રીતિ કરાવવાની જરૂર હોય ત્યારે ભયાનક ઉપદેશ કહેવો જોઇએ છીએ. પરંતુ તે બંન્નેમાંથી પ્રવૃતિ ઓછી કરી નિવૃતિ પરાયણ એટલે પ્રભુપરાયણ-આત્મનિષ્ટ થવા માટે તો યથાર્થ વચનોદ્વારા ઉપદેશ કરવાની જરૂર છે. વેદ-શાસ્ત્રોનો ઉદ્દેશ કર્મમાં જીવને પ્રવૃતાવવાનો નથી પણ તેમાંથી નિવૃત કરી પરમાત્મ પરાયણ-આત્મનિષ્ટ કરાવવાનો છે.

દાખલા તરીકે કોઇ માણસ હરદમ અનિષ્ટ કર્મ જ કરતો હોય અને કદી પણ સુકૃત્ય ન કરતો હોય તો તેને

સારા કર્મમાં પ્રવૃતાવવા રોચક અગર ભયાનક એટલે અનિષ્ટ કર્મમાંથી બચી શકે તેવી રીતનો બોધ કરવો જોઇએ અને જે માણુસ કર્મનિષ્ટ હોય કે કર્મ કાન્ડથીજ મુક્તિ મળવાનું માનતો હોય તેને યથાર્થ જ્ઞાનનો ઉપદેશ કરવો જોઈએ. પરંતુ જે મનુષ્યોનાં કર્મ, સ્વભાવ, વગેરે પરિપકવ દશાને પામ્યાં હોય, જગતનું નિસારપણું સમજી શકે તેમ હોય, તેવાઓને નિવૃતિપરાયણ અને ઇશ્વર એ સર્વવ્યાપિ તથા સમસ્ત જીવપ્રાણી માત્ર સહીત જગત આખુએં ઇશ્વરમય છે એમ યથાર્થ જાણી શકયો છે તેને રોચક કે ભયાનક ઉપદેશ કરવાની જરૂર નથી. એકંદરે સર્વ કર્મમાંથી પ્રવૃતિને ખેંચી, નિવૃતિપરાયણ થવા અને તે દ્વારા આત્મ સાક્ષાત્કાર સધાવવાનો વેદશાસ્ત્રોનો ઉદ્દેશછે. જેમકે એક છોકરો આખો દહાડો રમતો-રખડતો હોય તેને ભયાનક શબ્દોવડે ડરાવી કહેવામાં આવે છે કે નહી ભણીશ તો માસ્તર શિક્ષા કરશે અગર તારી ઉમરના બધા છોકરા નિયમિત ભણવા જાય છે ભણીશ તો તું બહુ ડાહ્યો થઈશ. વળી રોચક શબ્દોવડે કહેવું પડે છે કે તું મોટો પૈસાપાત્ર બનીશ. વગેરે લાલચો આપીને રખડતો અટકાવવાના ઉદ્દેશથી કહેવું પડે છે. તેમ ત્રણે વિષયમાં સમજી લેવું.

સેવક—ઠીક ત્યારે જગત માત્રને માટે આ ત્રણ પ્રકારે નિવૃતિપરાયણ બનાવી, આત્મસાક્ષાત્કાર કરાવવો એ ઉદ્દેશથી આપણાં વેદ-શાસ્ત્રો બંધાયાં છે. પરંતુ જ્યાં સુધી આ શરીરમાં કામ, ક્રોધ, લોભ, મદ, મત્સર વગેરે શત્રુઓનું સામ્રાજ્ય વ્યાપી રહેલ હોય ત્યાં સુધી ઉપર પૈકીનો એક પણ બોધ લાગી શકે નહિ વાસ્તે તે તજવા માટે શું ઉપાય કરવો ?

મહારાજ—તેઓને તજવાનો ઉપાય તો કરવો જોઇએ. એ માટે ભગવાન શ્રીકૃષ્ણે શ્રીમદ્દભાગવતના એકાદશસ્કંધના અઠાવીશમા અધ્યાયના પંદરમા શ્લોકમાં એમ કહ્યું છે કે—

शोकहर्षभयक्रोध लोभमोहस्पृहादयः ।
अहंकारस्य दृश्यंते जन्ममृत्युश्चनात्मनः ॥

શોક, હર્ષ, ભય, ક્રોધ, લોભ, મોહ, સ્પૃહા તથા જન્મમરણ એ સર્વે દેહાભિમાનવાળાને જોવામાં આવે છે. આત્માને હોય નહિ. ઉપરના દોષો તારા સ્વરૂપમાં હોય એમ તું સમજે છે. પણ તેમ નથી એ તો બધા દેહના વિકારો છે. જ્યાં સુધી દેહ રહે ત્યાં સુધી થોડા વધુ અંશે એ તો રહેવાના. એના માટે વિદ્યારણ્ય સ્વામીએ પંચદશીમાં તૃપ્તિ દીપનાં ૨૨૭ મા શ્લોકમાં પણ કહ્યું છે કે—

एतेज्वराःशरीरेषु त्रिषुस्वाभाविकामताः ।
वियोगेऽतुज्वरैस्तानि शरीराण्येव नासने ॥

એ જ્વરો શરીરની સાથે જ ઉત્પન્ન થાયછે અને શરીર વિના રહી શકતા નથી અથવા હોતા નથી. માટે તે શરીરોને વિષે સ્વાભાવિક છે. દાખલા તરીકે કોઈ એમ ઇચ્છા કરે કે તંતુ કહાડી લીધા પછી લુગડું રહે, પણ એ અસંભવિત—નહિ બની શકે તેવી બાબત છે. તેવી રીતે જ્યાંસુધી શરીર હયાત છે ત્યાંસુધી એ બધો કચરો દેહ સાથે રહેવાનો અને દેહના નાશ સાથે તેનો પણ નાશ થવાનો એ ઉપરથી સિદ્ધ થાયછે કે એ કચરો દેહનોછે આત્માનો નથી. એટલે કાંઈ કરવા જેવું નથી. ફક્ત જાણવાનું છે. એ વિષે શ્રીમદ્દભા. ના એકાદશના એકાદશ અધ્યાયના બીજા શ્લોકમાં ભગવાન

શ્રીકૃષ્ણે કહ્યું છે કે—

**शोकमोहौसुखंदुःखं देहोत्पत्तिश्चमायया ।**
**स्वप्न।यथात्मनः ख्यातिःसंसृतिर्नतु वास्तवीः**

સ્વપ્ન જેમ બુદ્ધિથી જ કલ્પાએલું હોવાથી વાસ્તવિક નથી મિથ્યા છે, તેમ શોક, મોહ, સુખ, દુઃખ તથા સંસાર પણ માયાવડે બુદ્ધિથી કલ્પાએલાં હોવાથી વાસ્તવિક નથી મિથ્યા છે.

સેવક—શોક, મોહ, સુખ, દુઃખ, કામ, ક્રોધ, લોભ, મોહ વગેરે મિથ્યા કહો છો પણ તે સઘળાંની ઉત્પત્તિ ચિત્તમાં થાય છે અને ચિત્ત-મન એવું ચંચળ છે કે જ્યાં સુધી ત સ્થિર થાય નહિ ત્યાં સુધી એ વિકારો ઉઠવાના જ. માટે ચિત્તને વશ કરવાની જરૂર ખરી કે નહિ ? મેં સાંભળ્યું છે કે ચિત્ત વશ કરવા સમાધ કરવી જોઇએ તો તે બાબતમાં આપનો શું મત છે.

મહારાજ—સમાધિ વિષે જે તું કહે છે તે અદ્વૈત સિદ્ધાંતમાં બની શકે નહિ. કારણકે સમાધિ કરનાર અને સમાધિ કરવાની વસ્તુ જૂદી તો નથી જ તો પછી એ કેમ બની શકે ? કારણ કે—

**यतो वाचो निवर्तते अप्राप्य मनसासह ॥**

બ્રહ્મને પ્રાપ્ત થયા વગર મનની સાથે વાચા પણ પાછી ફરે છે યથાર્થ એક્કેય તેને પહોંચી શકતાં નથી.

સાધ્ય વસ્તુ સાધકથી જૂદી નથી, વાસ્તે સમાધિ પણ જરૂરની નથી. એને માટે તો શ્રીમદ્ ભાગવતના એકાદશસ્કંધના તેરમા અધ્યાયમાં ખુલાસો છે. તે એ કે સમાધિ વગેરેમાં પાર પામેલા અને ઉત્તમ કોટીમાં મનાએલા સનકાદિક મુનિઓ પણ

ચિત્તની વિકળતા સહન ન શકવાથી, બ્રહ્માજી પ્રત્યે પ્રશ્ન કરીને પૂછેલું કે " વિષયો ચિત્તની અંદર વખતો વખત સ્ફુરેછે અને ચિત્તને વિકળ બનાવેછે જેથી વિષયોમાંથી ચિત્તને શી રીતે જૂદુ પાડવું ? અગર ચિત્તથી વિષયોને કેમ કરી નોખા પાડવા ? " આવો પ્રશ્ન કરતાં ઘણીવાર સુધી બ્રહ્માજી વિચાર કરી રહ્યા, છતાં જવાબ નહિ આપી શકવાથી, ભગવાન શ્રી વિષ્ણુનું ધ્યાન ધર્યું, ત્યારે ભગવાન હંસનું સ્વરૂપ ધારણ કરીને ત્યાં પધાર્યા, પણ સનકાદિકોએ હંસનુ સ્વરૂપ લઈ આવેલા શ્રીવિષ્ણુને ઓળખ્યા નહિ તેથી કહ્યું કે " તમે કોણ છો ? " ત્યારે ભગવાને ઉત્તર આપ્યો કે એ તમારો પ્રશ્નજ મિથ્યાછે, વાસ્તવિક નથી, ઘણામાંથી એકને પ્રશ્ન કરવો હોય તો તેવો પ્રશ્ન થઈ શકે, પરંતુ એમ તો છે જ નહિ. કારણકે જે તમોછો તેજ હુંછું, પંચભૂતોનાં શરીર તમારાંછે તેમ આ શરીર પણ પંચભૂતોનુંજ બનેલુંછે. તેમ જે આત્મા તમારામાંછે તેજ આ શરીરમાંછે. ખરી રીતે સકળ જગતમાં આત્મતત્ત્વ સિવાય બીજું છેજ નહિ. તોપછી સચરાચર જગતમાં એકજ વસ્તુ ભરપૂરછે છતાં " તમો કોણછો " એમ બીજી વ્યક્તિ તરીકે પૂછવું એ પ્રશ્નજ ખોટોછે એ પ્રશ્ન ઉઠતોજ નથી. પછી સનકાદિક મુનિઓએ ચિત્ત અને વિષયોને કેમ છૂટા પાડવાં એ પ્રશ્ન કર્યો ત્યારે ભગવાન બોલ્યા કે, ધારણા ધ્યાન અને સમાધિ ચિત્તને વશ કરવાના ઉપાયો કહ્યાછે પરંતુ વાસ્તવિક નથી. કારણકે તમો પણ ધારણા ધ્યાન, સમાધિ વગેરે કરી ચૂકેલા યોગીઓછો છતાં વિષયોમાંથી ચિત્તને અગર ચિત્તમાંથી વિષયોને જૂદા પાડી શકયાહો તેમ જણાતું નથી. નહિતો આ પ્રશ્ન તમને ઉઠતજ નહિ. એટલે

ધારણા ધ્યાન કે સમાધિ ચિત્ત વશ કરવા માટે ખરા સાધન તરીકે નથી. એ નક્કી થાય છે, પરંતુ ખરી રીતે ચિત્ત કે વિષયો સ્વરૂપથી જુદાંજ નથી તેમ જાણી તે બન્નેનો આત્મ સ્વરૂપમાં લય કરવો. એનું એક દ્રષ્ટાંત આપું છું જેથી સહેલાઇથી સમજી શકાશે. કોલસાને ધોવા માટે ગંગોદક કે દુધ કે વિજ્ઞાનની રીતથી ધોવામાં આવશે તોપણ તેની કાળાશ તે છોડશે નહિં તો શું તેનુ મૂળ સ્વરૂપ કાળું હતું? નહિજ. માટે તેને મૂળ સ્વરૂપમાં લાવવા સારૂ જેમાંથી તેની ઉત્પતિ થઇ હતી તેમાંજ તેને નાખવાથી તેની શ્યામતા મટી જશે. એટલે એ કોલસાને અગ્નિમાં મૂકો કે તેની કાળાશ દૂર થઇને મૂળ સ્વરૂપને પામી જશે. તેમ ચિત્ત અને વિષય બન્નેનો આત્મસ્વરૂપમાં લય કરવો એટલે તે એકે રહેશેજ નહિ. બીજો દાખલો ચિત્ત વશ કરવા માટે સમાધિ કરવા વિષેનો શ્રી યોગવાષ્ટિના ઉપશમ પ્રકરણના સર્ગ ૬૨–૬૩ માં રાજાપરિઘ તથા સૂર્ધુનો છે. રાજાપરિઘ ઇરાનનો રાજા હતો અને સૂર્ધુ પ્રયાગનો રાજા હતો. બચપણથી એકબીજાને ગાઢ મૈત્રિ હતી. સમય પરત્વે ઈરાનમાં ભયંકર દુષ્કાળ પડયો, તેને લઈ પોતાની પ્રજા મહાન પીડા પામવા લાગી. પોતે પ્રજાને સહાય કરવાને અશક્ત હોવાથી રાજાપરિઘ ત્યાંથી ચાલી નીકળ્યો અને આ અસત્ય જગતના વિષયોની ચિત્તમાંથી નિવૃતિ માટે સમાધની સાધના વગેરે જંગલમાં જઇકરવા લાગ્યા. અનેક ઠેકાણે ફરતાં ફરતાં એક વખતે પોતાના મિત્ર સૂર્ધુને ત્યાં પ્રયાગ આવ્યો. બન્ને મિત્રો પ્રેમ પૂર્વક ભેટી પડયા. કુશળ વર્તમાન પૂછી બેઠેલાછે, તેમાં પરિઘે સૂર્ધુને પ્રશ્ન કર્યો કે હે ભાઇ, તમે આ રાજ્યને વિષે રહ્યાછે. નાના પ્રકારના વિષયોનું

સેવન કરોછો, તો ચિત્ત વશ કરવા માટે સમાધિ આદિ પ્રયોગો કરોછોને ? આ પ્રશ્ન સાંભળી સૂર્ધુ બોલ્યો કે ભાઈ, તમારૂં કહેવું યથાર્થ છે, પરંતુ તમો એક સ્થળે બેસી થોડો વખત એક ધ્યાનથી બેશી રહેવું તેને સમાધિ કહો છો કે શું ? જો તેને સમાધિ કહેતા હો તો એવી ખંડિત સમાધિ હું કરતો નથી. હું તો અખંડિત સમાધિ કરૂં છું કે આ જગતમાં પરમાત્મતત્વ સિવાય બીજું કાંઈ છેજ નહિ. આ જગત અને હું સર્વ બ્રહ્મસ્વરૂપજ છીએ, એટલે જે દ્રષ્ય છે તે સમસ્ત પરમાત્મસ્વરૂપ છે એવી અખંડ સમાધિ હું કરૂંછું, અને નિરંતર એજ વિચાર રાખું છું. થોડો વખત પછી ગમે તેટલો વખત પણ પરિછિન્ન સમયને હું સમાધિ માનતો નથી. સૂતાં, બેસતાં, ખાતાં, પીતાં, સૈદેવ હું ઉપરનોજ વિચાર રાખું છું એટલે તમે કહો છો તેવી ખંડિત સમાધિ કરતો નથી. ત્યારે પરિઘે કહ્યું કે હે મિત્ર તમો તમારા સ્વરૂપને પામી ચૂકયા છો તમને ધન્ય છે.

સેવક—ત્યારે આસન સ્થિરદ્રષ્ટિ ધ્યાન, પ્રાણાયામ સંધ્યાવંદન વગેરે શીરીતે કરવાં કે જેથી આત્મજ્ઞાન થાય કારણકે આસન દ્રઢ કર્યા સિવાય ધારણા, ધ્યાન કે પ્રાણાયામ થઇ શકે નહિ, તેથી જલ્દી આત્મજ્ઞાન થાય એવો રસ્તો બતાવશો?

મહારાજ—આસન, સ્થિરદ્રષ્ટિ કે પ્રાણાયામથી આત્મ-સાક્ષાત્કાર જલ્દી થાય એમ કાંઈ નથી. “આસન” એટલે એક જગ્યાએ બેસવું એનું નામ આસન નથી. સ્થિરદ્રષ્ટિ એટલે નાસીકાના અગ્રભાગે દ્રષ્ટિ રાખવી એનું નામ સ્થિર દ્રષ્ટિ કહેવાય નહિ, પ્રાણાયામ એટલે નાકથી શ્વાસ ચડાવવો ઉતારવો કે પૂરી રાખવો એ ખરો પ્રાણાયામ નથી.

સેવક—મહારાજ તમો તો કાંઇ જૂદું જૂદુંજ કહેતા જાઓછો તેથી મને અજાયબી લાગે છે કારણકે આસન, સ્થિરદ્રષ્ટિ અને પ્રાણાયામ, જ્યાં જોઉં ત્યાં એમજ કરતાં દેખું છું તેને તમો ખોટું કહો છો તો તે કરવું કેવીરીતે?

મહારાજ—ભાઈ કરવાનું તો કાંઈ છે નહિ પણ ખરી રીતે જાણવાનું છે. જો **આસન** એટલે વાધિ નિષેધની ચિંતા છોડી દઇને અખંડ બ્રહ્મમાં સ્થિર થવું તેનું નામ આસન. કાંઈ દર્ભાસન ઉપર બેસવું તે આસન ન ગણાય. **પ્રાણાયામ** એટલે હું અગર દેહાદિ પદાર્થો તથા જગત મિથ્યા છે બ્રહ્મ સત્ય છે. તેવી વૃતિનોજ સંચય કરવો તેનું નામ પ્રાણાયામ.

**સંધ્યા** એટલે જીવ અને ઇશ્વરનું જોડાણ કરવું યથાર્થ જીવ ઈશ્વરનું સંધાન કરી તેને અભેદ જાણવા તેનુ નામ સંધ્યા.

સેવક—ઈંદ્રિયનિગૃહ, કામ ક્રોધ લોભાદી તથા વર્ણાશ્રમાદિક તેમ સમાધિ, પ્રાણાયામ વગેરેનો નિષેધ કરો છો ત્યારે કરવું શું?

મહારાજ—ભાઇ! અમે કોઇનો નિષેધ કરતા નથી. માત્ર બાધ કરી આત્મસ્વરૂપમાં સ્થિતી કરવાનું કહીએ છીએ વગર વિચાર્યે તેં જણાવેલ સઘળાં કાર્યો ઘણા વખત સુધી કરે તોપણ તેથી કાંઈ ખરૂં ફળ મળવાનું નથી, કારણ તે સર્વે કાર્યો પ્રકૃતિનાં છે. ભગવાન શ્રીકૃષ્ણે ગીતાજીના તેરમા અધ્યાયના ૨૩ મા શ્લોકમાં કહ્યું છે કે—

**य एवं वेत्ति पुरुषं प्रकृतिं च गुणैः सह ।**
**सर्वथा वर्तमानोऽपि न स भूयोऽभिजायते ॥**

આત્માને સાક્ષિ દ્રષ્ટારૂપે જાણે છે તથા પ્રકૃતિને સુખ

દુઃખ આદિ પરિણામો વાળી જાણે છે, તે ફરી આ સંસારમાં અવતરતો નથી. વાસ્તે હે ભાઇ ? શબ્દ, સ્પર્શ, રસ, રૂપ, ગંધ, પંચવિષયો, પાંચકર્મેન્દ્રિયો, પાંચજ્ઞાનેન્દ્રિયો, પાંચપ્રાણ, મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર તથા એ સઘળાના કારણભૂત, પંચમહાભૂત, ( આકાશ, જળ, તેજ, વાયુ, પૃથ્વી, ) એ સઘળા અનાદિના તારા સબંધીયો છે, એ સબંધીયો તારા સઘળા પૂર્વજન્મમાં હતા અને ભવિષ્યમાં પણ જ્યાં સુધી તારા સ્વરૂપનું ભાન નહિ થાય ત્યાં સુધી દરેક અવતારોમાં રહેવાના અને એ સઘળા તને તારા દેહાભિમાનથી દુઃખ દેવાનાં. વાસ્તેજ કહું છું કે જે અતિત થવાનું તું કહેછે તે ઉપર જણાવેલ સઘળાથી થા, એટલે તે સઘળાનો ત્યાગ કર. ઘરબાર પુત્ર પરિવારથી અતિત થવાની જરૂર નથી, કારણકે પુત્ર પરિવાર કે ઘરબાર એતો એક યા બીજાના મરણબાદ જૂદા પાડવાનું છેજ. પરંતુ ઉપરના સઘળા વિષયો જ્ઞાન વિના તને છોડવાના નથી. જ્યારે જ્ઞાન દ્રષ્ટિથી તું પોતાને તે વિષયોથી અતિત જાણશે ત્યારેજ જન્મમરણરૂપી ફાંસીમાંથી છૂટી શકીશ. કારણકે આ જીવનાં અનેક જન્મમરણ થયેલાં છે અને દરેક વખતે ઘરબાર સ્ત્રી પુત્ર મળેલાં છે તેમજ તેને છોડવાં પડેલાં છે. માટે વિચારપૂર્વક જ્ઞાનદ્રષ્ટિથી તેઓનો ત્યાગ કર્યા સિવાય મુકિત થવાની નથી. દેહાભિમાન છોડીનેજ અતિત થઇ શકાશે માટે તેનો ત્યાગ કર.

સેવક—એ બધી વાત આપે કહી તે તો ખરી છે પરંતુ દેહાભિમાન અને મનની પ્રબળ ઈચ્છાઓ ઝાડની માફક વળગી છે તે કેમ છૂટી શકે ?

મહારાજ—એટલું તો તારા કહેવા પરથી જણાય છે

કે એ ઈચ્છાદિકમાં મન વળગેલું છે, તને પોતાને વળગેલાં નથી. જ્યારે કોઇપાસે વાત કરે છે ત્યારે એમ કહે છે કે મારા મનને અમુક અમુક ઇચ્છાઓ છે, એટલે મન તું પોતે નથી પણ તારાથી જૂદું છે એ નક્કી થાય છે. જેમ જાણુ-વાની વસ્તુ જાણનારાથી જૂદી છે તેમ દ્રષ્ય પદાર્થ દ્રષ્ટાથી જુદો છે. વાસ્તે જે જે ઈચ્છાઓ મનમાં થતી હોય તે થવાદે કારણકે મનનો એ સ્વાભાવિક ધર્મ છે. એથી જે કલેશ થશે તે મનને જ થશે. તને પોતાને એટલે તારા સ્વરૂપને નહિ થાય. જે જે શુદ્ધ સાત્વિક ઈચ્છાઓ હોય તેની તુલના કર. સકામ અને નિષ્કામ ઈચ્છાઓનો વિચાર કર અને તે મુજબ અમલ કર.

સેવક—મહારાજ આપ વખતો વખત કહો છો કે તારા સ્વરૂપને કાંઈ થતું નથી તો એ સ્વરૂપ કેવું છે તે હું સમજી શકતો નથી. સ્વરૂપ શું છે? અને તેને શી રીતે સમજી શકાય તે દયા કરી જણાવો.

મહારાજ—આ પ્રશ્ન અત્યંત ગૂઢ છે. ઉત્તર આપવો તે પણ તેથી વધારે ગૂઢ છે. પરંતુ હું તને સમજાવું છું પણ વચન વડે તે સમજાવી શકાય તેમ નથી કારણકે તે અનિં-વનીય છે. જેને મન, વચન, કે ઇન્દ્રિયો કોઇ પહોંચી શકતું નથી. જેમ લખનારની કલમ લખનારને જાણી શકતી નથી તેમ. કારણકે કલમ લખનારને આધિન છે, વળી જડ છે. જડ વસ્તુ ચૈતન્યને શી રીતે જાણી શકે? એમ સ્વરૂપ કાંઇ કોઇ જાતનો આકાર નથી કે પ્રત્યક્ષ બતાવી શકાય. એ ઇન્દ્રિયા-દિક સાધનોથી બતાવી શકાય તેમ નથી. એ બાબત સમ-જવાની જ છે. તે પણ વિકટ રીતે સમજી શકાય તેવી છે.

તોપણ તારા મગજમાં આવી શકે તેવી રીતે હું તને સમજાવવાનો પ્રયત્ન કરીશ.

આ બાબત પંચદશીકાર વિદ્યારણ્ય સ્વામીએ પંચદશીના તૃપ્તિદીપમાં શ્લોક ૨૧૩–૧૪–૧૫ માં સમજાવેલી છે.

जाग्रत्स्वप्नसुषुप्त्यादि प्रपंचं यत् प्रकाशते ।
तद्ब्रह्माहमितिज्ञात्वासर्वबंधैः प्रमुच्यते ॥
एक एवात्मामंतव्योजाग्रत्स्वप्नसुषुप्तिषु ।
स्थानत्रयव्यतितस्य पुनर्जन्म न विद्यते ॥
त्रिषुधामसु यद् भोग्यं भोक्ता भोगश्च यद् भवेत् ।
तेभ्यो विलक्षणःसाक्षोचिन्मात्रोऽहं सदाशिवः ॥

જાગ્રત સ્વપ્ન, અને સુષુપ્તિ આદિને પ્રકાશે છે તે બ્રહ્મ હું છું. એમ જાણી સર્વ બંધ થકી મુક્તિ થાયછે મુક્તિ મળેછે.

જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિમાં આત્મા એકજ માનવો, આ ત્રણે અવસ્થાઓથી ભિન્ન રહેલા આત્માનો જન્મ થતો નથી.

એ ત્રણે અવસ્થામાં જે ભોગ્ય, ભોકતાને ભોગ હોયછે તેથી ભિન્ન તેનો સાક્ષી જે સદાશિવ ( પરમાત્મા ) તે હું છું.

જે પુરૂષ દોરા અને મણિકાની પેઠે આત્મસ્વરૂપને દેહથી જૂદો જાણે છે તે પુરૂષને જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ એ ત્રણે અવસ્થાઓનો સાક્ષો આત્મા અસંગ છે એવો નિશ્ચય થાયછે.

જેમ મણિકા જુદા છે અને દોરો એકજ છે તેમ જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ, બાળ, યુવા કે વૃદ્ધાવસ્થા એ દરેક અવસ્થામાં આત્મા એકનોએક અસંગ છે, અને એ અવસ્થાઓનો સાક્ષી–દ્રષ્ટા છે, જેમ જાગ્રતીમાં અમુક કામો કર્યા, તેમજ સ્વપ્નમાં મને આવું દ્રષ્ય જોવામાં આવ્યું, અગર સુષુપ્તિમાં હું બહુજ

નિરાંતે ઉંઘતો હતો, એ સઘળું જાણી કે જોઈ શકે છે તેજ આત્મા કે પરમાત્મા આ દેહાદિકથી જૂદોજ છે એમ નિશ્ચય થાય છે.

ત્રણે અવસ્થાઓના ભેદ અગર પ્રકાર તો તું જાણતોજ હોઈશ છતાં સંક્ષેપમાં કહું છું.

**જાગૃત**—ઇન્દ્રિયો મન, બુદ્ધિ આદિ સર્વ પોતપોતાનું કામ કરે તેનું નામ જાગૃત અવસ્થા કહેવાય છે.

**સ્વપ્ન**—આ અવસ્થામાં ઇન્દ્રિયો લય પામે એટલે નિષ્ક્રિય હોય અને એકલું મન સર્વ ઇન્દ્રિયોનું કામ કરતું હોય તેમ જણાય છે. જેમકે પથારીમાં ઉંઘતો છતાં કયાંઇ જતો હોય તેમ અગર આંખ, કાન મહોડું બંધ હોય છે છતાં જોતો અગર સાંભળતો કે વાતો કરતો હોય તેમ લાગે છે. એમ જે થાય છે તેનું નામ સ્વપ્નાવસ્થા.

**સુષુપ્તિ**—એટલે ગાઢ નિંદ્રા. જે અવસ્થામાં ઇન્દ્રિયો, મન, ચિત્ત, બુદ્ધિ અને અહંકાર એ સર્વ લય પામે, માત્ર પ્રાણ ચાલે તે અવસ્થામાં દેહાદિક વગેરેનું કાંઈ ભાન હોતું નથી. તેને સુષુપ્તિ અવસ્થા કહેવાય, સુષુપ્તિ અવસ્થા પ્રાપ્ત થાય ત્યારે દેહાદિક ધર્મો કે પ્રાણના ધર્મો જેવાકે ક્ષુધા પિપાસા આદિ ક્લેશો રહેતા નથી. એ અવસ્થામાં ચક્રવર્તિરાજા અને મજુરી કરી નિર્વાહ કરનાર મજુર એ બન્નેને સરખો જ આનંદ હોય છે. એ વખતે બન્નેની સ્થિતી સ્વરૂપમાં થાય છે. જે સ્વરૂપ સુખ દુઃખ, ભૂખ, તરશ, જન્મ મરણાદિક સર્વ શરીરની પીડાઓથી રહીત તથા ફક્ત નિર્વાસનિક સુખમાં મગ્ન હોય છે. આનું નામ સુષુપ્તિ અવસ્થા: ભગવાન શંકરાચાર્યે પણ કહેલું છે કે—

नमे द्वेषरागो नमे लोभ मोहौ, मदो नैवमे नैवमात्सर्य भानम् ॥
न धर्मो न चार्थोनकामो न मोक्ष, श्चिदानंदरुपःशिवोऽहं शिवोहम् ॥
न पुण्यं न पापं न सौख्यं न दुःखं, न मंत्रो न तोर्थ न वेदा न यज्ञाः
अहं भोजनं नैव भोज्यं च भोक्ता, श्चिदानंदरुपः शिवोऽहंशिवोहम् ।
नमे मृत्युशंका नमेजाति भेद, पितानैवमे नैव मातान जन्म ।
न बन्धुर्नमित्रगुरुर्नैवशिष्य, श्चिदानंदरुपःशिवोऽहं शिवोहम् ॥

દ્વેષ, રાગ, લોભ, મોહ, મદ; ધર્મ, અર્થ, કામ, મોક્ષ; પુણ્ય, પાપ, સુખ, દુઃખ; મંત્ર, તિર્થ, વેદ, યજ્ઞ; ભોજ્ય, ભોક્તા, કે મૃત્યુ; જાતિભેદ, માતા પિતા કે જન્મ; બંધુ, મિત્ર, ગુરૂ અને શિષ્ય આ પૈકી મારે કાંઇપણ નથી હું તો ચિદાનંદ રૂપ શિવ પોતે જ છું. દેહાતિત છું. એમ જાણવું.

સેવક—આપે અદ્યાપી દાખલા દલિલો અને શાસ્ત્ર-ઉપનિષદોદ્વારા મારા મનની શાન્તિ અર્થે તેમ જ મારા કલ્યાણ અર્થે ઉપદેશ કર્યો છે તોપણ આપ મારા ગુરૂ છો, વળી મારા પરમ પૂજ્ય છો, જેથી હજી પણ મારા મનને જે જે શંકાઓ હોય તેના આપની પાસેથી ખુલાસા ન મેળવું અને તે શંકાઓ એમ જ રહેવા દઉં, તો આ જીંદગીમાં આપના જેવા ગુરૂનો સહવાસ મળવો દુર્લભ છે, એ શંકાઓ મારી એમ જ રહી જાય અને આ બધી તમારી મહેનત નકામી જાય તેમ જ મારૂં કાંઇ સાર્થક થાય નહિ માટે હું આપને વિનતિપૂર્વક પૂછું છું કે મારૂં શરીર બ્રાહ્મણનું છે, આ શરીરની અંદર ઇન્દ્રિઓ અને કામક્રોધાદિક વિકારો દોડાદોડી કરતા હોય તો તે બ્રાહ્મણના ઘરમાં ચાંડાળ દોડા દોડી કરતો હોય તેવું છે. જેથી તેઓને વશ કર્યા વિના ફક્ત

મોઢેથી **શિવોઽહં શિવોઽહમ્** કહેવાથી શું વળે ? માટે મારા મનનું સમાધાંન કરશો એવી અરજ કરૂં છું.

મહારાજ—આટલા મારા સમાગમથી તને કામ ક્રોધ આદિ ઇન્દ્રિયોના વિકારો દેહના છે કે આત્માના એ કાંઈપણ સમજાયું છે કે નહિ ?

સેવક—મહારાજ એતો સઘળા વિકારો દેહના છે પણ આત્મામાં છે એમ જણાય છે અને આત્મજ્ઞાન થયા પછી પણ જો આત્મજ્ઞાનીમાં એ વિકારો રહેતા હોય, તો પછી આત્મજ્ઞાની અને અજ્ઞાનીમાં તફાવત શું ? તેથી આત્મજ્ઞાનીનું લક્ષણ કેવું હોય તે પણ આપના પાસેથી જાણવા માગું છું.

મહારાજ—એ સઘળું આગળ હું તને સમજાવી ગયો છું, છતાં એ વિષય એવો છે કે જલ્દી મનનું સમાધાન થઈ શકે નહિ અને તને જેમ શંકા ઉઠે છે તેવી ઉઠવી સ્વાભાવિક છે. હજી પણ તને જે જે શંકાઓ રહેતી હોય તે સઘળી તારે ખુલ્લી કરવી અને સમાધાન મેળવવું, કારણકે મારી ઇચ્છા પણ તને યથાર્થ સ્વરૂપ સમજાવવાની છે. વળી મ્હારે હવે અહિંથી વિચરવાનું હોઈ તારી સઘળી શંકાઓનું સમાધાન કરી જવાનું છે. હવે તને કહું છું કે અજ્ઞાની અને આત્મજ્ઞાની વચ્ચે ફેર એટલો જ છે કે આત્મજ્ઞાની, એ વિકારો દેહના છે ને દેહની સાથે મારે કાંઇ સંબંધ નથી એમ નિશ્ચયપૂર્વક જાણે છે. જ્યારે અજ્ઞાની, દેહ તથા આત્માને જૂદા જાણતો નથી તેમ તેને દેહાભિમાન હોવાને લીધે એ વિકારોને પોતાના માની લે છે, તેજ મોટો ફરક છે. તું આત્મજ્ઞાનીનું લક્ષણ જાણવા માગે છે પરંતુ તે પહેલાં તારે આત્માનું લક્ષણ જાણવું જોઇએ.

સેવક—એતો આપ કહોછો કે મન, વાણી, ઇન્દ્રિયથી અગોચર એટલે ન જાણી શકાય તેવો છે તો પછી આત્માનું લક્ષણ શી રીતે જાણવું ?

મહારાજ—એમ જ છે. તોપછી આત્મજ્ઞાનીનું લક્ષણ પણ શી રીતે કહી શકાય ? કારણકે આત્મા તો કોઈપણ જાતના લક્ષણરહિત છે અને આત્મજ્ઞાની પણ તેવો જ છે. ઇન્દ્રિયાદિકના ધર્મો પોતે પોતાને વિષે માનતો નથી અને ઇન્દ્રિયો પોતાને વશ રહે તેથી લાભ, કે ન રહે તેથી હાની માનતો નથી, એ માટે ભગવાન શ્રીકૃષ્ણે એકાદશસ્કંધના અઠાવીશમા અધ્યાયના ૨૫ મા શ્લોકમાં કહ્યું છે કે—

समाहितःकःकरणैर्गुणात्मभिर्गुणो भवेन्मत्सुविविक्तधाम्नः ।
विक्षिप्यमाणैरुत किं न दुषणं घनैरुपेतैर्विगतंरवेः किम् ॥

આત્મજ્ઞાનીને ઈન્દ્રિયોથી ગુણ કે દોષ કાંઈ લાગતો નથી. જે પુરૂષ આત્માને એટલે મારા સ્વરૂપને યથાર્થ જાણે છે તેને ઈન્દ્રિયો આધિન રહે છે. તેથી તેને અનુકુળ ઇન્દ્રિયોથી કોઇ જાતનો ગુણ થતો નથી તેમ ઇન્દ્રિયોના વિક્ષેપથી હાની થતી નથી. જેમ આકાશમાં વાદળાં આવવા અને જવાથી સુર્યને કાંઇ વિક્ષેપ જણાતો નથી તેમ.

સેવક—હવે જો એમ જ હોય કે કાંઈ કરવાનું નથી ફક્ત સમજવાનું જ છે તો તે છતાં શ્રીકૃષ્ણે ભગવતગીતાના ચૌદમા અધ્યાયના ચોવીશમા તથા પચીશમા શ્લોકમાં કહ્યું છે કે—

समदुःखसुखःस्वस्थःसमलोष्टाश्म कांचनः ।
तल्यप्रियाप्रियोधीरस्तुल्य निंदात्मसंस्तुतिः ॥

मानापमानयो स्तुल्य, स्तुल्योमित्रारिपक्षयोः ।
सर्वारंभ परित्यागो गुणातीतः स उच्यते ॥

સુખદુઃખ જેને સમાન છે, આત્મદ્રષ્ટિમાં સ્થિત છે, માટી પથ્થર કે સુવર્ણ જેને મન સરખાં જ છે, પ્રિય અને અપ્રિયમાં જે સમાન દ્રષ્ટિવાળો છે, જે ધૈર્યવાન છે અને જેને નિંદા સ્તુતિ પણ સમાન છે, વળી જેને માન અપમાન પણ સરખાં છે, શત્રુમિત્રમાં પણ સમાનતા છે યથાર્થ કોઈ શત્રુ કે મિત્ર નથી અને જેણે સર્વ આરંભ કર્મનો ત્યાગ કરેલો છે. તેઓ જ ગુણાતિત એટલે ત્રણ ગુણોથી મુકત ગણાય છે.

આમ કહેલું છે તોપણ તમો કહોછો કે કાંઈ કરવાનું નથી પણ ઉપર જણાવેલી સ્થિતી થયા સિવાય જ્ઞાની કેમ કહેવાય ? વળી શ્રીગીતાજીના બીજા અધ્યાયમાં શ્લોક ૫૬થી ૬૩ સુધી કહેલ છે કે આત્મજ્ઞાનની ઇચ્છાવાળાયે જરૂર ઇન્દ્રિય નિગ્રહ કરવો જ જોઈએ નહિતો આત્મજ્ઞાન થતું નથી તેમજ ભ. ગી. ૨ અધ્યાયના ૬૬મા શ્લોકમાં પણ કહ્યું છે કે—

नास्तिबुद्धिरयुक्तस्य नचायुक्तस्य भावना ।
न चाभावयतः शांतिरशांतस्य कुतः सुखम् ॥

જેણે ઇન્દ્રિયનિગ્રહ કર્યો નથી તેને આત્મજ્ઞાન જ હોતું નથી તેમ તેવા મનુષ્યથી પરમાત્માનું ધ્યાન થઇ શકતું નથી અને પરમાત્માના ધ્યાન સિવાય શાન્તિ થતી નથી અને શાન્તિ વિના સુખ તો હોય જ કયાંથી ?

મહારાજ—એ તું સમજી શકયો નથી, એતો આત્મ-જ્ઞાનના માર્ગમાં સ્થિત કરવા માટે શ્રીકૃષ્ણે અર્જુનને કર્મ-ઉપાસનાના માર્ગે લઇ જઈ જ્ઞાન બતાવવાની યુક્તિ કરેલી છે,

કારણકે ભગવાને જોયું કે સ્વરૂપની બાબતમાં અર્જુનની બુદ્ધિ પ્રવેશ કરી શકતી નથી. તેથીજ એમ કરવાની જરૂર પડી હતી. અને તેથી જ ગીતાજીના ચોદમા અધ્યાયના ૨૩મા તથા ૧૯મા શ્લોકમાં કહેલ છે કે—

उदासीनवदासीना गुणैर्यो न विचाल्यते ।
गुणावर्तंत ईत्येव याऽवतिष्ठति नेंगते ॥
नान्यं गुणेभ्यःकर्तारं यदा द्रष्टानुं पश्यति ।
गुणेभ्यश्च परं वेत्ति मद्भावं सोऽधिगच्छति ॥

ઉદાસીનની પેઠે સાક્ષીરૂપે રહેલો સુખદુ:ખઆદિથી જે ચળિત થતો નથી પરંતુ ગુણો જ સુખદુ:ખાદિક કાર્યોને વિષે વર્તે છે તેની સાથે મારે કાંઇ સંબંધ નથી.

જ્યારે વિવેકી મનુષ્ય બુદ્ધિ આદિ બદલાયેલા ગુણોથી ભિન્ન કર્તા બીજો કોઈ નથી એમ જુએ છે અને ગુણોથી તેનો સાક્ષી આત્મા જુદો છે એમ જાણે છે તે બ્રહ્મને પામી શકે છે.

તેઓ એવા જ્ઞાનવડે સ્થિર રહેછે. તું કહે છે તેમ માન અપમાન જેને સરખાં છે તેને જ્ઞાની કહેવો તો પછી સનકાદિક જેવા જે પરમજ્ઞાની ગણાય છે તેઓને પણ શ્રીવિષ્ણુના દ્વારપાળો જય વિજયે વૈકુંઠમાં જતાં રોકેલ તેથી પોતાનું અપમાન થયું સમજી ક્રોધાવેશમાં તેમને શ્રાપ આપ્યો એટલે તેમને માન અપમાન લાગ્યું અને તેને લીધે ક્રોધ પણ થયો. આ વાત શ્રીમદ્ભાગવતના ત્રીજા સ્કંધના ૧૫ મા અધ્યાયમાં છે. એ ઉપરથી જાણવું કે આવા પરમપૂજ્ય ગણાતા અને ભગવત્ભક્ત સનકાદિકોને પણ દેહના ધર્મો છૂટયા નથી તો બીજાની તો શું વાત કરવી ? માટે આ ઉપરથી સમજવાનું

છે કે એ સર્વ ધર્મો દેહના જ છે. વળી માટી અને સુવર્ણની બાબતમાં જેને સમદ્રષ્ટિ થઇ હોય તેજ જ્ઞાની ગણાય એમ ભગવાન શ્રીકૃષ્ણે કહેલ છે છતાં ભગવાન શ્રીકૃષ્ણે પોતે સ્વયંતકમણિ મેળવવા માટે સતધન્વાને મારીને મણિ મેળવ્યો હતો. શું પરમાત્મા શ્રીકૃષ્ણ એવા હજારો મણિઓ પેદા કરી શકે તેમ નહોતા ? પરંતુ તેમ નથી; પરમાત્મા કૃષ્ણ જેવાને પણ દેહના ધર્મો છૂટયા નથી. આ વાત શ્રીમદ્‌ભાગવતના દશમ-ઉત્તરાર્ધના ૫૭મા અધ્યાયમાં છે. તેમજ બ્રહદકારણ્ય ઉપનિષદમાં પણ ચોથા અધ્યાયના ૧૩મા શ્લોકમાં યાજ્ઞવલ્કય-મુનિએ મૈત્રિયને કહ્યું છે કે ભૂતોના નાશની પછી જ જીવભાવ વિનાશ પામે છે યથાર્થ શરીર ત્યાગ કર્યા પછી "આ મારૂં ઘર છે કે હું સુખી છું " એવું વિશેષજ્ઞાન રહેતું નથી. એટલે પૂર્ણ જ્ઞાન થયા પછી પણ શરીરના ભાવો શરીર હોય છે ત્યાં સુધી જતા નથી, એ ભાવો શરીરની સાથે અંતઃ-કરણ નષ્ટ થયા પછી જ નાશ પામે છે. પરંતુ હૃદયગ્રંથી તો જ્ઞાન થયાની સાથે જ ભેદાઈ જાય છે.

भिद्यते हृदयग्रंथीच्छिद्यन्ते सर्वसंशयाः ।
क्षीयन्तेचास्य कर्माणि तस्मिन्दृष्टे परावरे ॥

પરમાત્મા જાણી શકાય છે અથવા આત્મસાક્ષાત્કાર થાય છે ત્યારે હૃદયગ્રંથીના સર્વસંશયો છેદાય છે, આ પ્રમાણે હોવા છતાં ભેદ થાય તોપણ શરીર, શરીરનો ધર્મ બજાવે છે, એમ જાણી તારે એ શરીરના ધર્મો તારા પોતાના એટલે આત્માના છે એમ જાણવું નહિ. કારણકે જો તે આત્માના હોય તો આત્મા અખંડ છે. સુષુપ્તિ અગર ગાઢ નિન્દ્રામાં એ

ધર્મો દેખાતા નથી અને આત્મા તો તે વખતે પણ છેજ. વાસ્તે સર્વ ધર્મો બુદ્ધિઆદિકના તેમજ મનના છે અને આત્મામાં દેખાય છે એવું જણાય છે. એ બાબતમાં શ્રીકૃષ્ણ ભગવાને શ્રીમદ્‌ભાગવતના એકાદશ સ્કંધના બાવીશમા અધ્યાયમાં બહુ સારી રીતે બુદ્ધિમાં આત્માના ધર્મો કેવીરીતે દેખાય છે તે બતાવેલું છે.

नृत्यतो गायतः पश्यन् यथैवानुकरोतितान् ।
एवं बुद्धिगुणान पश्यन्ननीहोऽप्यनुकार्यं त ॥
यथांऽभसा प्रचलता तरवोपि चलाइव ।
चक्षुषा भ्राम्यमाणेन दृश्यते भ्रमतिव भूः ।

નાચતા અને ગાયન કરતા માણસને જોનારો માણસ તેઓમાં રહેલા સ્વર, તાલ તથા શૃંગારાદિક રસનું પોતાના મનમા સમાવર્તન કરે છે. તેમ બુદ્ધિના ગુણોને જોતા અકર્તા માણસ પણ તે ગુણોને પોતામાં માની લે છે, અટલે અકર્તા છતાં પોતાને કર્તા માને છે.

જેમ જળમાં ઉભેલાં વૃક્ષો જળના હલવાથી હલતાં દેખાય છે તેમ અંતઃકરણને જન્મમરણાદિક થવાથી તેમાં પ્રતિબીંબ થએલ આત્મા જન્મમરણ પામતા હોય તેમ દેખાયછે.

સેવક—આપે દેહના ધર્મો આત્મામાં આરોપિત છે અને અજ્ઞાનથી દેહાધ્યાસને લીધે આત્મામાં દેખાય છે એ બાબત બહુજ સરસ રીતે સમજાવી તોપણ એક શંકા રહે છે તેનું સમાધાન કરશો. આપે કહ્યું તેમ હોય તો આત્મજ્ઞાન થયું હોય તેવો માણસ કઇ આંખથી કોને જુએ? કયા કાનથી કોને સાંભળે? એવો જ્ઞાની માણસ કાંઇપણ ચેષ્ટા

રહીત થવો જોઇએ. છતાં આપતો એમજ કહ્યા કરો છો કે કાંઇ કરવાનું નથી પણ સમજવાનું છે. પણ જ્ઞાનીને કાંઈ પણ વ્યવહાર દેખાય નહિ અથવા સંભળાય નહિ ત્યારેજ તેને જ્ઞાની કહેવો જોઇએ, કારણકે જ્યાંસુધી દ્વૈતભાવ રહે ત્યાંસુધી જ્ઞાની કહેવાય નહિ. જેમ રાત્રીનો અંધકાર દૂર કર્યા સિવાય સૂર્ય ઉદય થતો નથી તેમ દ્વૈતભાવનો નાશ થયા વગર આત્મજ્ઞાન થઈ શકતુંજ નથી એમ હું તો માનું છું.

મહારાજ—દ્વૈતની ગડભાંગથી ખુરશી, ટેબલ કે જડ પદાર્થો બધા બ્રહ્મજ્ઞાની કહેવાય એમ તારા કહેવા ઉપરથી સિદ્ધ થાય છે, કારણકે જડ પદાર્થોને દ્વૈતની ઉપાધિ દેખાતી નથી. વળી જ્ઞાનીને શારીરીક વ્યથા અગર સાધારણ જીવજંતુ કરડશે તો તેનું શરીર હાલશે ચાલશે અગર વ્યથા પામશે પરંતુ જડપદાર્થોને કાંઈ તેમાંનું થશે નહિ, વાસ્તે તારા કહેવા પ્રમાણે ખુરશી, ઘડો, વગેરે જડપદાર્થો પણ બ્રહ્મજ્ઞાની ગણાય એમ તારૂં કહેવું છે કેમ ?

સેવક—ત્યારે શું મહારાજ હું સમજી શકતો નથી.

મહારાજ—જો તારા વિચાર પ્રમાણે માનીએ તો સુષુપ્તિને પણ બ્રહ્મજ્ઞાન કહેવાય. પરંતુ તેમ નથી. કેવળ આત્મજ્ઞાનજ બ્રહ્મવિદ્યા છે એમ માનવું એજ ઉત્તમ છે વાસ્તે તું પણ એમજ જાણ

સેવક—ઘણાએક મૂર્ખાઓ આત્મજ્ઞાનીઓ ઉપર આક્ષેપ કરે છે કે જેને બ્રહ્મજ્ઞાન થયું હોય તેને અભક્ષા ભક્ષ કરવામાં કાંઈ હરકત નથી તેમજ અગમનાગમન કરવામાં અડચણ નથી. આવા કુતર્કો કરે છે તેનું કેમ ?

મહારાજ—એવા જે કુતર્કો કરતા હોય તેવા મૂરખાઓ

તો અત્રે જ્યાં જોઇશું ત્યાં નજરે પડશે. આવા આત્મજ્ઞાની-બ્રહ્મજ્ઞાનીઓને તુટો નથી. કારણકે સૂવરો, શ્વાન કે ગધેડાજ અભક્ષાભક્ષને માનતા નથી તેમજ અગમનાગમનનો તફાવત દેખી શકતા નથી એટલે એ શ્વાન કે ગધેડા જેવા જે બ્રહ્મજ્ઞાનીઓ હોય તેઓ તેવું આચરણ કરી પૂર્ણ બ્રહ્મજ્ઞાની હોવાનો સંતોષ ભલે માને પણ તેમને માટે ચોરાશીલક્ષ યોનીએ તૈયાર છે.

સેવક—મહારાજ એમ કેમ કહો છો ? ભગવાને ગીતાના પાંચમા અધ્યાયના ૧૮ શ્લોકમાં કહ્યું છે કે—

विद्याविनयसंपन्ने ब्राह्मणे गविहस्तिनी ।
शुनिचैव श्वपाकेच पंडिताःसमदर्शिना ॥

વિદ્યા અને વિનયવાળા બ્રાહ્મણમાં, ગાયમાં, હાથીમાં, ચાંડાળમાં કે શ્વાન વગેરેમાં સમદ્રષ્ટિ કરનારા બ્રહ્મજ્ઞાનીયો કહેવાય છે એમ કહેલું છે.

મહારાજ—હા તે શું ખોટું કહ્યું છે. મનુષ્ય સ્વાર્થનિમિત્તે પોતાની ઈચ્છાને આધિન થઈ યથેષ્ટ આચરણ કરે છતાં આત્મજ્ઞાનીમાં ખપવાનો દંભ કરે તેથી કાંઈ આત્મજ્ઞાની ગણાઈ શકે કે થઇ શકે નહિ. ઉપર તેં જે શ્લોક કહ્યો છે તેમાં સ્પષ્ઠ સુચવેલું છે કે બ્રાહ્મણ, હાથી, ગાય, શ્વાન, કે ચાંડાળમાં આત્મજ્ઞાનીઓ સમદર્શિ હોય તે બરાબર છે. કારણકે સર્વશરીરો પંચભૂતનાં છે અને તેમાં રહેલો આત્મા સર્વમાં એકજ વ્યાપી રહેલો છે એટલે વાસ્તવિક રીતે સર્વ સમાન જ છે. બાકી તે સિવાયના જે ભેદ દેખાય છે તે તો માત્ર કલ્પીત નામ રૂપાત્મક જ છે સિવાય કાંઈ નથી. પૂર્વે એક

સમયે ભગવાન આદ્યશંકરાચાર્ય પોતાના શિષ્યો સહિત ગંગા કિનારે સ્નાનસંધ્યાદિક કાર્ય કરવા માટે પધારતા હતા. રસ્તામાં ભયાનક કુતરાઓથી વિંટળાએલો ચાંડાળ તેમની સામે ચાલ્યો આવતો જણાયો. છેક નજીક આવ્યો એટલે ભગવાન શંકરાચાર્યે કહ્યું કે દૂરજા: એમ કહેતાંની સાથે જ ચાંડાળે ઉત્તર આપ્યો કે હે યતિ શ્રેષ્ઠ ? તમો "દૂરજા" એમ કોને કહોછો ? આ ચાંડાળરૂપી દેહને કહોછો કે એ દેહમાં રહેલા આત્માને કહો છો ? જો એ દેહને કહેતા હો તો તે પંચભૂતાત્મક છે કે જે તમારો દેહ પણ પંચભૂતાત્મક છે. જો તેની અંદર રહેલા આત્માને કહેતા હો તો તે પણ આપના દેહની અંદર આત્મા છે તેનાથી જુદો નથીજ. વાસ્તે આપ કહોછો તે વાસ્તવિક નથી. કારણકે આ દેહથી આપનો દેહ કઈ રીતે શ્રેષ્ઠ છે ! વળી આત્મા તો એક અખંડ સર્વવ્યાપી અને અસંગ છે એટલે સર્વ ઠેકાણે સર્વ શરીરોને વિષે એજ છે. બ્રાહ્મણ કે ચાંડાળનો ભેદ આપના જેવા આત્મજ્ઞાનીને ઘટતો નથી. આપતો સમસ્ત જગત્‌માં અદ્વૈતવાદનું પ્રતિપાદન કરવાવાળા છો છતાં આપ ભેદ સ્વીકારોછો તે યોગ્ય નથી. સૂર્યનું પ્રતિબિંબ મદિરા કે અમૃતને વિષે પડયું હોય તેથી સૂર્યને કાંઇ પ્રત્યવાય નડતો નથી, તેવી રીતે આત્મા હરકોઇ શરીરને વિષે રહ્યો હોય છતાં તે સૂર્યની પેઠે અસંગ હોઇ તેને પણ કાંઇ પ્રત્યવાય લાગતો જ નથી. માટે હે યતિશ્વર ? હું બ્રાહ્મણ છું અને આ ચાંડાળ છે માટે દૂરજા એવો આગ્રહ રાખવો એટલે દેહાભિમાન રાખવો આપને યોગ્ય નથી. દેહ ક્ષણભંગુરછે જેને માટે આપ જેવા અદ્વૈતમતવાદી અભિમાન રાખે તે અનુચિત છે. આ પ્રમાણે ચાંડાળનું યથાર્થ કહેવું સાંભળી ભગવાન્ શંકરાચાર્ય

વિસ્મય પામતાં કહેવા લાગ્યા કે હે ભાઇ ? આલોકમાં વિષયોનો અનુભવ કરતી વખત જેજે વિષયનું જ્ઞાન થાય છે તે સર્વ મિથ્યાભૂત ઉપાધિયોનો બાધ કરતાં અવશિષ્ટ રહેલું જ્ઞાન માત્ર હું છું, મારાથી વ્યતિરિક્ત કોઇ નથી, એવી જેની બુદ્ધિ હોય તે મારો ગુરૂ છે. એ ઉપરથી " દૂરજા " એમ જે કહ્યું છે તે તારા દેહને કે આત્માને દૂર કરવાના હેતુથી કહ્યું નથી પરંતુ તે દેહના તાદાત્મ્યધ્યાસને દૂર કરવાના હેતુથી જ કહ્યું છે. જો તાદાત્મ્યધ્યાસ ન હોય તો તું પણ મારો ગુરૂ છે: આ વાત શ્રી શંકરદિગ્વિજયમાં સારી રીતે વર્ણવેલી છે.

સેવક—આપ મ્હારી શંકાઓનું સમાધાન કરતા જાઓ છો તેમ તેમ મને નવી નવી શંકાઓ ઉદ્ભવે છે એટલે એ બધી શંકાઓ એક પછી એક આપને જણાવી તેનું પણ સમાધાન આપની પાસે કરાવી લઇશ. પણ એત્રે તો જણાવું છું કે આપના કહેવા ઉપરથી મને એક બાબતનો વિરોધાભાસ જણાય છે. આપણા શાસ્ત્રોએ યોગનું પ્રતિપાદન કરેલું છે અને તેથી કરી બ્રહ્મજ્ઞાન થાય છે એમ જણાવેલું છે અને તેમાં એક પછી એક એમ સાત ભૂમિકાઓ ગણાવી છે. વળી કહ્યું છે કે છઠ્ઠી તથા સાતમી ભૂમિકાએ પહોંચેલા માણસને દેહભાન રહેતું નથી તેવી છઠ્ઠી ભૂમિકાવાળાને જ્ઞાન થયું કહેવાય છે અને આપના કહેવા પ્રમાણે તો આત્મજ્ઞાન જ અપરોક્ષ બ્રહ્મજ્ઞાન છે એમ કહોછો તો પછી ભૂમિકાઓ વિષે શું સમજવું ?

મહારાજ— એ તારૂં કહેવું ખરૂં છે. કેટલેક ઠેકાણે એ ભૂમિકાઓનું પ્રતિપાદન કરેલું છે ખરૂં, પણ દેહભાન ન રહે

એટલે બેભાન અવસ્થાવાળાને જ બ્રહ્મજ્ઞાન થયું ગણાય એ માની શકાય એવું નથી.

દેહનો જે તાદાત્મ્યધ્યાસ થયેલો છે તે ત્રણેકાળમાં નથી એવા સંશયનો નાશ થવો એને જ જ્ઞાન કહે છે. હૃદયગ્રંથીનો છેદ થવાથી તે ભ્રાન્તિ દેહના અધ્યાસથી થયેલી છે એવું ભાન થાય છે અને ત્યારે તે દેહના ધર્મો પોતાના નથી એમ જાણે છે. આમ છે તોપછી તેં જણાવી તે સાતભૂમિકાઓ પણ દેહને લઇને છે અને દેહની સાથે તારે તો કાંઇ સબંધ નથી. તેથી તે દેહ વડે થયેલી ભૂમિકાઓ સાથે તારે શું સબંધ ?

સેવક—આ માટે બીજો કોઇ શાસ્ત્રપુરાણનો કાંઇ ખુલાસો છે કે આપ પોતે જ એમ કહી શકો છો.

મહારાજ—હું તને શાસ્ત્રાધારે તેમજ મારા અનુભવ વડે કહુંછું અને તેનું પ્રમાણ તારે જોઇતું હોય તો તે પણ કહુંછું-કે આ વિષેની ચર્ચા બહુ સારી રીતે શ્રીમહાભારતમાં શાન્તિપર્વના મોક્ષધર્મના ઉત્તરાર્ધમાં રાજા જનકવિદેહી તથા વશિષ્ઠરૂષી, જનક અને યાજ્ઞવલ્કય, જનક અને સુલભાના સંવાદનો મુખ્યભાગ તને કહુંછું જે ધ્યાનપૂર્વક શ્રવણ, મનન, નિદિધ્યાસન કરીશ તો તારા મનનું અવશ્ય સમાધાન થઈ જશે. યાજ્ઞવલ્કય કહે છે-કે જનક? "જે કૈવલ્ય વસ્તુ છે તે પોતાને વિષેજ સ્થિતછે તેને જાણીને તથા પૂર્વ કર્મ તથા તેની ઉત્પતિનું કારણ બુદ્ધિની વૃતિ જે તેને પ્રકાશ કરે છે તેને લીંગ શરીરને વશ રહેલી જાણીને જે મધ્યસ્થ આત્મા કે જેને વિષે પાપ છેજ નહિ તેને અસંગ જાણવો" જેમ એક જ કર્મ થકી સ્થુળ શરીરના કર્મની અનુવૃતિને લીધે સ્વપ્નપ્રપંચનો ભાસ થાય છે તે વખતે પણ આત્મા અસંગ છે

એમ જણાય છે. તેમજ જાગ્રતરૂપી ભ્રમમાં પણ વિષયની વાસનાવાળાઓને કર્મ એજ ભ્રમનું કારણ છે અને આત્મા અસંગ છે છતાં આત્માને લીધે ઈન્દ્રિયાદિક રહેલાં છે એમ ભ્રમથી જણાય છે. તાત્પર્ય એજ છે કે જેમ સ્વપ્નમાં એકજ આત્મા વાસનારૂપી બળથી જગતરૂપ થઇને દેખાય છે પરંતુ તે અસંગ છે તેવીજ રીતે જાગૃતમાં પણ પૂર્વજન્મની વાસનાના બળવડે જગતરૂપી જણાય છે. પરંતુ તેતો અસંગજ છે." વશિષ્ઠજી જનકને કહે છે–" સર્વ વિકારો ક્ષય થયા બાદ સત્તામાત્ર બ્રહ્મ હું છું એવી રીતે બ્રહ્મપણાને પામવું તેનું નામ મોક્ષઃ મૂળ પ્રકૃતિનો લય થયા સિવાય મનુષ્ય વારમવાર જન્મમરણ પામે છે તેનું કારણ એજ કે જન્મમરણ થવામાં કારણભૂત મૂળ પ્રકૃતિ જ છે, એ મૂળ પ્રકૃતિનો લય થવો એનું નામ જ મોક્ષ થયો કહેવાય; તેજ આનંદાત્મક વસ્તુ, જડ ચૈતન્યના યોગથી પીંડબ્રહ્માંડક થાય છે. તેથી તે તે પીંડને વિષે " આ દેહ હું છું, આ દેહ મારો છે " એમ અહંમમતા કરવાથી જીવ તેને વિષે જ ભમે છે. હવે એ અહંતામમતા કરાવનારો જીવ કોણ છે ? એ શંકાના નિવારણ માટે કહેછે કે પચીશમો મહાન આત્મા છે કે જે નિર્મળ અને અત્યંત શુદ્ધ છે છતાં અજ્ઞાનને લીધે પોતાને મલિન માને છે, જેથી ક્રમે કરીને શુદ્ધ ચેતન અને અશુદ્ધ પ્રકૃતિના યોગથી તે અશુદ્ધ થાય છે. એનું સેવન રહેવાથી અગર કરવાથી જ્ઞાની પણ અજ્ઞાની જેવો થઇ જાય છે, અને તેજ પ્રમાણે આત્મા પણ અજ્ઞાનાવસ્થામાં પરોવાયેલો હોઈ તેમજ ત્રીગુણાત્મક પ્રકૃતિનું સેવન કરવાથી તે પણ ત્રણ ગુણવાળો દેખાય છે. જનક કહેછે–હે ભગવન્ ? ઉપર આપે કહ્યું કે પ્રકૃતિનો

લય થવાથી મોક્ષ થાય છે. અક્ષર અને ક્ષર એ બન્નેનો સબંધ તો સદૈવ છે જ. જેમ સ્ત્રી-પુરૂષનો સબંધ જગતોત્પતિ માટે અવશ્યનો છે. માતપિતાના જે ગુણો છે તે સંતાનમાં ઉતરે છે. અસ્થી, સ્નાયુ અને મજ્જા. એ પિતાનો વારસો અને ત્વચા, માંસ, રૂધીર, એ માતાનો વારસોછે એમ હું તો જાણું છું, તેમજ વેદશાસ્ત્રમાં પણ એમજ કહેલું છે. એવીજ રીતે એકબીજાના અરસપરસ ગુણોનો આશ્રય હોવાથી પ્રકુતિ અને પુરૂષ પણ અન્યોન્ય બંધાયેલાં છે. વાસ્તે મને એમ જણાય છે કે મોક્ષધર્મ પણ નથી, કારણકે ચિત્ત અને અચિત્ત, ચૈતન્ય અને જડતા અને પ્રકૃતિ, એઓ એવાં ગુંથાએલાં છે કે કદી છૂટાં પડી શકે જ નહિ. તેથી સાક્ષાત્કાર થાય તેવું કોઈ દ્રષ્ટાંત હોય તો મને કહો. તેથી વશિષ્ઠજી કહે છે કે-હે રાજન્ ! તમોએ જે વેદશાસ્ત્રનું દ્રષ્ટાંત આપ્યું તે પ્રમાણે તમો પ્રમાણ માનોછો તે યથાર્થ છે. પરંતુ ચિત્ત અને અચિત્તનો ત્રીકાલિક સબંધ તમો જાણતાનથી. સાંખ્યાચાર્યો અને યોગાચાર્યો તે તત્વને યથાર્થ રીતે જાણી શકયા છે. યોગશાસ્ત્રને જાણનારા આચાર્યો જે જાણે છે તેજ તત્ત્વ સાંખ્ય વડે જાણી શકાય છે. જે પુરૂષ સાંખ્ય અને યોગ એકજ છે એમ જાણે છે તેજ બુદ્ધિમાન છે એમ જાણવું. તમારી શંકાના જવાબમાં કહુંછું કે ત્વચા, માંસ, રૂધીર, મેદ, પિત્ત, મજ્જા, સ્નાયુ, અને સઘળી ઇન્દ્રિયો એ સર્વે માતપિતાથી ઉત્પન્ન થાય છે એમ માનોછો પરંતુ ઈન્દ્રિઓ સહિત સપ્તધાતુઓ બીજમાંથી ઉપજે છે, જેમ એકબીજમાંથી બીજું બીજ ઉત્પન્ન થાય છે તેમ: પરંતુ કાંઇ એક કાર્યથી બે બીજ ઉત્પન્ન થઇ શકતાં નથી. આત્મા તો ઇન્દ્રિય વિનાનો, અને દેહાદિક વિનાનોછે,

નિર્ગુણ છે, માટે એનાથી શી રીતે ગુણ ઉત્પન થઈ શકે ? એથી ગુણોને વિષેજ ગુણો ઉપજે છે અને તેમાંજ લય થાયછે એમ સમજવું. એ મુજબજ પ્રકૃતિમાંથી ગુણની ઉત્પતિ છે અને પ્રકૃતિમાં જ ગુણોનો લય થાય છે. ત્વચા, માંસ, રૂધિર, મેદ, પિત્ત, મજ્જા, અસ્થિ, સ્નાયુ, અને વિર્ય એ પ્રકૃતિમાંથી જ ઉત્પન થયાં છે, અજ્ઞાનથી અંતઃકરણમાં ચિત્તનું જે પ્રતિબિંબ છે તે જીવ ગણાય છે પરંતુ આત્મા તો એ જીવ અને જગત એ બન્નેથી વિલક્ષણ છે જૂદો છે. રૂતુઓ જેમ અમૂર્ત છે છતાં તેનાં પરિણામે ફળફુલ વિગેરે થાય છે તેમ દ્રષ્ય વસ્તુનો પ્રકાશ કરવાવડે દ્રષ્ટિના દેવ સૂર્યનું અનુમાન થાય છે તેમ જડવસ્તુનો પ્રકાશ કરનાર ચિદાત્માનું પણ તેમજ છે, જેમ દ્રષ્ટિમાં સૂર્યનો સબંધ છે તેમ પ્રત્યેક જડવસ્તુ સાથે આત્માનો પણ સબંધ છે અને જેમ દ્રષ્ય વસ્તુના વિકારવડે સુર્ય વિકાર પામતો નથી તેમ જડવસ્તુના વિકારીપણાથી આત્માને પણ કાંઇ બાધ નડતો નથી. એવી રીતે આત્મા અનાદિ, અંતરહિત સર્વદર્શિ અને વિકાર રહિત છે છતાં ગુણોને લીધે કેવળ દેહાભિમાન વડેજ પોતે ગુણોવાળો દેખાય છે. દેહાદિક આકારમાં પ્રતિબિંબિત થઇને તેમાંના સુખદુઃખાદિને પોતાને વિષે જાણે છે. પણ જે ગુણને જાણનારછે તેઓ તો એમ જાણે છે કે ગુણવાળાને ગુણ હોય પરંતુ ગુણવગરનાને ગુણ હોયજ કયાંથી ? કારણકે આત્માનિર્ગુણ છે. આવી રીતે હોઈને જીવ અને આત્માને અભેદરૂપે પ્રતિપાદન કરનારૂં શાસ્ત્રજ ખરૂં શાસ્ત્રછે. એનો સંક્ષેપમાં ભાવાર્થ એજછે કે **પંચજ્ઞાનેન્દ્રિય, પંચકર્મેન્દ્રિય, પંચભૂત, પંચવિષય, ચાર અંતઃકરણ** તથા **પ્રકૃતિ,** એ પચીસેમાં દ્રષ્ય

વિષયનું જે જ્ઞાન થાયછે તેજ **આત્મા** એ છવીશમું તત્વ છે× એ પચીશ તત્વથીપર છે અને એનો બીજાં તત્વની પેઠે જન્મ નથી પરંતુ સ્વયં છેજ. એથીજ સાંખ્યાચાર્યો જીવ અને આત્માનો ભેદ માનતા નથી. દાખલા તરીકે માછલું જેમ પાણીમાં નિવાસ કરીને રહેવાથી તેનો પાણી સાથે સ્નેહ બંધાઈ જવાથી તેમાં રમણ કરે છે એટલે એ તેમાં વિહાર કરતાં ઉપરનીચે આવે જાયછે, પરંતુ જે સમયે તે ડુબકી મારીને નીચે ગયેલું હોય ત્યારે દેખી શકાતું નથી તેમ આ જીવ પણ પ્રકૃતિથી નિવાસ કરી રહેલો હોવાથી તેને વિષે અભિમાન બંધાઇ જવાથી પોતે આત્માથી અભિન્નછે એમ જોઇ શકતો નથી. પરંતુ જેમ પેલું માછલું જળમાંથી બહાર નીકળે છે તેમ આ જીવ પણ બ્રહ્મજ્ઞાનના સંસ્કારવાળો થાયછે ત્યારે સંસારથી મૂક્ત થતાં આત્મતત્વ ગણાયછે, જીવદશામાં મરણાદિકનો ભય રહેલોછે અને આત્મ-દશામાં તે હોતો નથી. જીવદશામાં દેહાભિમાન હોયછે અને આત્મદશામાં હોતું નથી. આ પ્રમાણે જનકવિદેહીએ જયારે

---

× **પંચજ્ઞાનેન્દ્રિયઃ** શ્રોત્ર, ત્વચા, ચક્ષુ. જીવ્હા, અને ઘ્રાણઃ **પંચ-કર્મેન્દ્રિયઃ** વાચા, પાણી, પાદ, શિશ્ન અને ગુદ. **પંચભૂતઃ** પૃથ્વી, જળ, તેજ, વાયુ, અને આકાશ. **પંચવિષયઃ** શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ. **ચાર અંતઃકરણઃ** મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર. ઉપર મુજબ ચોવીશ તત્વ થયાં તેમાં એક પ્રકૃતિ મળીને પચીસ થાય. અને **આત્મતત્વ** મલીને છવીશ થયાં. છવીસમું આત્મતત્વ તેને ઉપર જણાવેલાં પચીશ તત્વો સાથે કાંઇપણ સંબંધ નથી કારણકે ઉપરનાં અનાત્મતત્વો કે જે શરીર સાથે સંબંધ રાખે છે અને આત્મતત્વ શરીર સાથે સમ્બંધ રાખતું નથી.

સાંભળીને નિશ્ચય કર્યો ત્યારે સર્વ દ્રષ્ય :જગતને મિથ્યા જાણી ફક્ત બ્રહ્મનુંજ ચિન્તન કરવા લાગ્યા. હવે તને સુલભા અને જનકનો થોડો સંવાદ કહું છું. આત્મજ્ઞાની તરીકે જનકરાજાની પ્રસંશા સાંભળીને તેમની પરિક્ષા લેવા માટે સુલભા નામની એક મહાન વિદુષી સ્ત્રી સન્યાસીનીના વેષમાં જનકની કચેરીમાં જઇ તેની સાથે ચર્ચા કરવા લાગી, તે વખતે જનકની પરિક્ષા કરવા માટે સુલભાએ જનકના શરીરમાં પ્રવેશ કર્યો તેથી જનકરાજાએ તેને વર્ણસંકર કરનારી કહીને તેની નિંદા કરી. તેથી તેના ઉત્તરમાં સુલભાએ રાજા જનકને કહ્યું કે—હે રાજન? મારા સરખી યોગીનીને તમારે વર્ણ-સંકર કરનારી કહેવી ઘટતી નથી, કારણકે તમે સર્વ શાસ્ત્રોનો સત્સંગદ્વારા ઉપદેશ લઇને આત્મપદને પામેલ છો છતાં તમારા સરખા આત્મજ્ઞાનીને આવો ભ્રમ કેમ થયો ? માટે મને લાગેછે કે જે શાસ્ત્ર શ્રવણ કરેલછે અગર સત્સંગ કરેલછે તે સર્વે દંભવડેજ કરેલુંછે, વળી વયોવૃદ્ધ થવા છતાં જ્ઞાને વૃદ્ધ થયા જણાતા નથી, જો તમે સર્વ પ્રકારે પોતાને મૂક્ત માનતા હો તો મેં બુદ્ધિ સત્વવડે તમારામાં :પ્રવેશ કર્યો તેમાં મેં તમારૂં શું બગાડયું ? આ શરીરના કોઈ પણ અવયવવડે હું તમને અડકતી નથી, તમે મોટા કુળમાં જન્મેલાછો, લાજ-મર્યાદવાળાછો, વળી દીર્ઘદર્શિછો, છતાં ભ્રમિત કેમ થયા એ સમજાતું નથી, માટે તમારી સ્થિતી અતોભ્રષ્ટ તતોભ્રષ્ટ એવી ઉભય રહીત અદ્ધર લટકેલીછે. જો તમો બ્રહ્મજ્ઞાની હો તો બ્રહ્મસ્વરૂપછો, દેહાભિમાન ટળી ગયેલો હોય એટલે પંચભૂતાત્મક સબંધ લય થઇ ગયેલો હોય અને આત્મસાક્ષા-ત્કારને લીધે સર્વ જગત બ્રહ્માકાર જણાતું હોય તો સકળ

સૃષ્ટિમાં બીજું કોઇ છેજ નહિ. તોપછી તમારા વિષે પ્રવેશ કોણે કર્યો ? અદ્વૈતમાં દ્વૈતનોભાસ કેમ થયો ?

આ પ્રમાણેનો સંવાદ સાંભળી તારી શંકાનું નિવારણ થયું કે નહિ ?

સેવક—મહારાજ આ સંવાદ તો બહુ ગુઢાર્થવાળો તેમજ રહસ્યમય તમોએ કહ્યો, એના વિચારથી મારી શંકાઓ મટી ખરી પણ જે માટે ખુલાસો થયો નથી તેવી શંકા પૂછું છું કે મહાત્મા ભરતજી જેવા પોતાનું રાજ્યપાટ વગેરે તજી જંગલમાં જઇ રહ્યા તેનું શું કારણ ? કારણકે આપતો કહો છો કે આત્મજ્ઞાનીને સંસાર કે જંગલ સઘળું સમાનછે, છતાં તેઓ જંગલમાં શા માટે ગયા ? જનકરાજા રાજ્યમાં રહી કારભાર કરતાં છતાં વિદેહી કહેવાઈ ગયા અને ભરતજી કાંઈ જનકથી ઓછા જ્ઞાની નહોતા છતાં તેઓ જંગલમાં કેમ ગયા ?

મહારાજ—તું કહે છે તેવી રીતેજ ખરેખર ભરતજી રાજ્ય, લક્ષ્મી, સ્રી પુત્ર પરિવાર સઘળું તજીને જંગલમાં ગયા હતા, પરંતુ માયાનું પ્રાબલ્ય કેટલું જબરૂં છે તે તું હજી જાણુતો નથી. મહાસમર્થ એવા જે ભરતજી કોઇથી તજાય નહિ તેવું પોતાનું રાજપાટ, વૈભવ, ખાનપાન, અને સ્રી પુત્રાદિક સઘળું તજીને જંગલમાં ગયા તેમના ઉપર માયાએ પોતાનું બળ અજમાવ્યું અને એક હરણના બચ્ચા ઉપરના સ્નેહને લઇને અંતકાળે સદ્ગતિ નહિ થતાં હરણનું સ્મરણ રહેવાથી તેમના જેવા પરમહંસની ગતિને પામેલ છતાં હરણનો અવતાર લેવો પડયો. વાસ્તે તે ઉપરથી દૃષ્ટાંત લેવાનું છે કે જ્ઞાન વિના ત્યાગ થાય છે તે ટકી શકતો નથી તેમજ હોલામાંથી ચુલામાં પડવા

જેવું થાય છે. એજ ભરતજીએ શ્રીમદ્ ભાગવત્‌ના પંચમ સ્કંધના બારમા અધ્યાયના બારમા શ્લોકમાં રહુગણુ રાજાને કહ્યું છે કે–હે રાજન ? સ્વરૂપનો લાભ એટલે આત્મસાક્ષાત્કાર કાંઈ વૈદિકકર્મ કરવાથી કે પ્રાણીયોને અન્નઆદિ આપવાથી, પરોપકાર કરવાથી, વેદાભ્યાસ કરવાથી, અગ્નિ, જળ કે સૂર્યની ઉપાસનાથી થતો નથી, પરંતુ મહાપુરૂષના ચરણુરજની સેવા થકી થાય છે. મહાપુરૂષની સેવાથી જ્ઞાન પ્રાપ્ત થાય છે અને જ્ઞાનથીજ સ્વરૂપ સમજી શકાય છે. આ બાબતનું એક દષ્ટાંત કહું છું જે સાંભળવાથી વગર વિચારે અગર અપરિપકવ દશામાં ત્યાગ કરવાથી કેવું ફળ પ્રાપ્ત થાય છે તે જાણી શકીશ. એ માટે રાજાશીખિધ્વજ અને ચૂડાલારાણીનું દષ્ટાંત કહું છું તે સાંભળ.

રાજાશીખિધ્વજ અને રાણી ચૂડાલા પતિપત્નિ હતાં, મહાન જ્ઞાની હતાં, જ્ઞાનીપુરૂષોની સેવા કરવાવાળાં હતાં, પ્રજાનુ પુત્રવત પાલન કરતાં હતાં, તેમાં રાણી સ્વરૂપને પહોંચી ચૂકેલી હતી અને રાજા પહોંચ્યા નહોતા. સતસમાગમથી તેમને લાગ્યું કે રાજપાટ, સ્ત્રી, પુત્ર, લક્ષ્મી વગેરેનો ત્યાગ કરી જંગલ જઇને પરમાત્માનું ભજન કરવું તોજ આત્મ તત્ત્વને પામી શકશે. આવો વિચાર કરી જંગલ જવા તૈયાર થયા, રાણીએ સમજાવ્યા છતાં રોકાયા નહિ તેમ કોઈ મહાત્મા કે જ્ઞાની પુરૂષની સલાહ પણુ લીધી નહિ અને ગાઢ અરણ્યમાં જઈ પર્ણકુટી કરી ત્યાં રહેવા માંડયું. થોડાજ વખતમાં તેમના મનમાં ત્યાગ કરીને આવેલ રાજ્ય, પુત્ર પરિવાર સ્ત્રી લક્ષ્મી વગેરેના વિચાર આવવા લાગ્યા. એમ પણુ થવા લાગ્યું કે મારી સ્ત્રી મારા વિના શું કરતી હશે ? તે કેમ રહી શકતી હશે ? દુશ્મન રાજા ચડાઈ કરી મારૂં રાજ્ય લઈ લેશે તો ? અગર કોઇ ચોર

લૂટારાઓ આવી ખજાનો લૂટી જશે તો ? મારી પ્રજા સુખી હશે કે દુઃખી ? આવાજ વિચારો આવવા લાગ્યા. આંહી રાજ્યમાં રહેલી રાણી ચૂડાલાને પણ રાજાનું સ્મરણ થવા લાગ્યું તેથી તેણીએ વિચાર કર્યો કે રાજા મારો તથા રાજ્યનો ત્યાગ કરી ગયેલા છે છતાં મને રાજા હરવખત યાદ આવ્યા કરે છે. કારણકે **आत्मवत् सर्वभूतेषु** જેથી મને એમ લાગે છે કે રાજાને પણ જંગલમાં આવાજ વિચારો આવતા હોવા જોઇએ. જો તેમને આવા વિચારો ન આવતા હોત તો મને પણ રાજા યાદ આવત નહિ. માટે મનોમન સાક્ષી પુરે છે કે રાજા જંગલમાં જઈ ઈશ્વરભજન કરવાને બદલે ઉલટા અતોભ્રષ્ટ તતોભ્રષ્ટ થયા છે. નથી થતું આંહીનું કે નથી થતું ત્યાંનું. બન્ને બગડે છે. માટે રાજાને રાજ્યમાં લાવીને તેમને સમજાવવા જોઇએ, નહિ તો રાજાનું ઉભય બગડશે. આવો વિચાર કરી રાણી ચૂડાલા સન્યાસીનો વેષ ધારણ કરી પોતાના વાળની જટા બનાવી, ભગવી ઉદ્દરી પહેરી, દંડ ગ્રહણ કરી રાજાને શોધવા નીકળી પડી. શોધતાં શોધતાં અમુક વખતે જ્યાં રાજા પર્ણકૂટિ કરીને રહેતો હતો ત્યાં આવી પહોંચી. પર્ણકૂટિમાં બેઠેલ રાજાએ કોઈ સન્યાસી મહાત્મા ચાલ્યા આવે છે એમ જાણી પોતે પર્ણકૂટિ બહાર આવ્યો. ત્યાં તો સન્યાસીના વેષમાં રાણી આવી પહોંચી. આવતાંજ રાજાએ નમસ્કાર કર્યો, કુશળવર્તમાન પૂછ્યા, રાણીએ યથાવીધિ ઉત્તર આપ્યા અને પછી બન્નો વાર્તાલાપ ચાલુ થયો—

સન્યાસીના વેષમાં રાણી કહે છે—મહારાજ તુમ ઈસ ગાઢ અરણ્યમેં કબસેં આયે હો ?

રાજા ત્યાગીના વેષમાં—માહારાજ મેં દો તીન માસસેં

આયા હું. મેં મહાન રાજા થા, સ્ત્રી પુત્ર પરિવાર રાજ્ય, લક્ષ્મી સબકા ત્યાગ કરકે આત્મસ્વરૂપકી પ્રાપ્તિ કે લીયે ઇસ જંગલમેં આ કે રહા હું.

રાણી—ઓહ ? તબ તો તુમ બડે મહાત્મા હો. ઓર બડા ત્યાગી હો.

રાજા—હા મહારાજ, જેસી પરમાત્મદેવકી ઇચ્છા. ઉસકી ઇચ્છા કે લીયે મેંને સબ ત્યાગ દીયા હે.

રાણી—ઠીક હે રાજન ? આપકા માનના તો એસા હે કે મેં સર્વ ત્યાગ કરકે ઇધર આયા હું. પરંતુ મેરા દેખનેમેં એસા આતા હે કે આપને કુચ્છ ભી નહિ ત્યાગા.

રાજા—નહિ મહારાજ સબ ત્યાગ દીયા હે. અભી મેરી પાસ કૌપિન, તુંબીપાત્ર, જેષ્ટિકા, ઓર યહી ઘાસકી બની હુઇ કુટિયાં હે. ઓર કુચ્છ નહિ હે જો આપકી ઇચ્છા હોવે તો કુટિયાં જલા દઉં,

રાણી—ઠીક હે જલા દો ઇસમેં કયા.

(તુરતજ રાજાએ પર્ણકૂટિને દીવાસળી ચાંપી સળગાવી મૂકી.)

રાજા—કયું મહારાજ અબમેં ત્યાગી હુવા કે નહિ ?

રાણી—નહિ મહારાજ, પર્ણકૂટિ જલાનેસેં ત્યાગી નહિ હો સકતા.

રાજા—અચ્છા તો ફીર જેષ્ટિકા હે કહો તો ફેંક દઉં.

રાણી—અચ્છા ફેંક દો. રાજાએ ફેંકી દીધી અને કહ્યું.

રાજા—મહારાજ અબી ત્યાગી હુવા કે ?

રાણી—નહિ મહારાજ અબી ભી ત્યાગી નહિ હો સકતા.

રાજા—તો ફીર અબ તો મેરી પાસ ફક્ત કમંડળ હે ઓર કુચ્છ નહિ હે આજ્ઞા હો તો ફોડ ડાલું.

રાણી—અચ્છા ફોડ ડાલો. તુરત રાજાએ તુંબીપાત્રને ફેંક્યું અને ફુટી ગયું.

રાજા—ક્યું મહારાજ અબ તો મેં ત્યાગી હુવાને?

રાણી—નહિ મહારાજ અબ ભી તુમ ત્યાગી નહિ હો સકતા.

રાજા—મહારાજ તુમને ખ્હોત કીયા. અબ તો મેરી પાસ ફક્ત કોપિન હે. ઓર કુછ નહિ. આજ્ઞા હોવે તો કોપિન ભી ફેંક દઉં.

રાણી—અચ્છા ફેંક દો. તુરત રાજાએ કોપિન કહાડી ફેંકી દીધું.

રાજા—ક્યું મહારાજ અભી ત્યાગી હુવા કે?

રાણી—નહિ નહિ મહારાજ, અભી ભી તુમ ત્યાગી નહિ હો સકતા. એક તીન તસુકા સુતકા ધાગા ફેંક દેનેસેં ક્યું ત્યાગી હો સકતા હે?

રાજા—મહારાજ તુમસેં તોબાહ. અબ તો મેરી પાસ કુચ્છ નહિ હે ઓર આપ તો એસાજ કહ્યા કરતે હો કે અભી ત્યાગી નહિ હુવા. તો આપકુ વિનંતિ કરતા હું કે કીસ તરહસેં ત્યાગી હો સકતા?

રાણી—દેખ મહાત્મન્, તુમ રાજ્યપાટ સ્ત્રી પુત્ર પરિવાર સબ ત્યાગકે આત્મસાક્ષાત્કાર કરને લીયે જંગલમેં આયેહો તો ઇહાંભી તુમતો એસાજ ચિન્તન કરતે રહેતથે કે મેરી સ્ત્રી ક્યા કરતી હોગી? મેરા રાજ્ય કોઇ દુશ્મન રાજા જીત લેવે તો? મેરા ખજાના ચોર લૂટ જાવે તો? એસા એસા અનેક વિચાર કરતા રહેતે હો તો તુમને

કયા ત્યાગા ? કુચ્છ નહિ. યહી પંચભૂતકા શરીરસે ત્યાગ કરના વોહ સચ્ચા ત્યાગ નહિ હે, તુમ તુમારે રાજમે જાઓ, રાજ્ય કરો, ઓર એસા નિશ્ચય કરો કે યહ સબ રાજયપાટ સ્રી પુત્ર પરિવાર ખજાના સબ નાશવાન હે, જગતકી દ્રષ્ય ચીજ સબ મિથ્યા હે, સબ સંસાર જૂઠ હે, ઓર સકળ સૃષ્ટિમેં પરમાત્મસ્વરૂપ જહાં તહાં વિદ્યમાન હે, ભરપુર હે, આત્મતત્વ સિવાય ઓર કુચ્છ નહીહે, એસા માનકે રહો ઓર સબકા હૃદયસેં, મનસેં ત્યાગ કરો. શરીરસેં ત્યાગનેકી કુચ્છ જરૂરત નહિ હે, કયોંકી યહ શરીર પંચભૂતકા હે સો ઉસકા જબ નિમિત્ત આ જાયગા તબ પંચભૂતકો પા જાયગા, તબતો સબહી આપસેં ત્યાગ હો જાયગા. પરંતુ ઇસલીયે શરીરકી વાંચ્છા સબ પદાર્થમેં રહેનેસેં અનેકાનેક જન્મ લેના પડતાહે. ફક્ત રાજયમેં જાકર સર્વ દ્રષ્ય પદાર્થ આત્મસ્વરૂપ હે, કીટસેં બ્રહ્મા પર્યંત ઓર સ્થાવર, સબહી ઇશ્વરકા સ્વરૂપહે વોહીજ મેરા સ્વરૂપહે એસા માનો ઓર રાજ્ય કરો. કુચ્છ શરીરસેં ત્યાગનેકા નહિહે.

આટલું કહી સન્યાસી વેશમાં આવેલી રાણી ચાલી નીકળી અને પોતાના રાજ્યમાં આવી ગઈ. રાજા પણ થોડા વખતમાં પાછો આવી જ્ઞાનપૂર્વક રાજ્ય કરવા લાગ્યો અને સ્વરૂપને પામી ગયો. વાસ્તે જ્ઞાન વિના ત્યાગ કરવાથી આવા હાલ થાય છે, માટે જ્ઞાનીમાણસ વનમાં રહે કે ઘરમાં રહે એ બન્ને એનેતો સરખુંજ છે. વલી દેહનો તો સ્વભાવજ છે કે એક ઉપરથી પ્રિતી ઉતારશો કે તુરત બીજા ઉપર થવાની જ, તે વખતે તે યોગ્યાયોગ્યનો વિચાર પણ કરતો નથી. માટે વિચારજ મુખ્ય કર્તવ્ય છે કે જેનાવડે સ્વરૂપનો લાભ થાય.

પરંતુ તું તો જડ જેવા જણાતા હોય તેનેજ જ્ઞાની માનેછે તે તારી ભૂલ છે.

સેવક—મહારાજ હું જડ જેવાનેજ જ્ઞાની માનું છું એનું કારણ છે કે મહાત્મા જડભરત જે તત્વજ્ઞાની હતા છતાં જડની પેઠે વિચરતા હતા.

મહારાજ—મેં તને અગાઉ પણ કહેલ છે કે તત્વજ્ઞાનીને દેહનુ ભાન હોતું નથી, એટલે તારા કહેવા પ્રમાણે જડજેવા હોય છે તેવું નહિં પણ દેહનું અભિમાન હોતું નથી. તે પોતાને દેહથી જૂદોજ માને છે એટલે એ દેહની સાથે તેને કાંઈ સબંધ નથી. એક વખત તને આગળ સમજાવી ગયો છું કે નારદાદિ અગાઉના રૂષિમુનીઓનો વ્યવહાર પણ સંસારી મનુષ્યના જેવો હતો પરંતુ તેઓ જે વ્યવહાર કરતા તે પોતે અહંભાવ વિના અને દેહના સ્વાભાવિક ધર્મને અનુસરી દેહ કરે છે, ઈન્દ્રિયો કરે છે એમ જાણતા. તે કર્મ પોતે કરે છે એમ માનતા નહિ અને તેમાં લેપાતા પણ નહિ, એજ જ્ઞાની તથા અજ્ઞાનીનો તફાવત છે. જ્ઞાની કર્મોને પોતાનાં માનતો નથી, અને અજ્ઞાની પોતે કરે છે એમ માને છે.

સેવક—મહારાજ તમો આમ કહોછો તોપછી જડભરતજી જ્ઞાની હોવા છતાં જડની પેઠે શામાટે વિચરતા હતા તે કહેશો ?

મહારાજ—જડભરતજીના સબંધમાં તને શંકા દૂર થતીજ નથી. પરંતુ તને તેમની હકીકત કહીશ એટલે તેપણુ દૂર થઇ જશે. જડભરતજી મહાન ભગવદ્ભક્ત એવા મહારાજા ભરતનો ત્રીજો અવતાર હતા. ભરતજીના અવતરમાં તપશ્ચર્યા કરતાં હરણના બચ્ચાના સંગથી તેમને હરણનો અવતાર

લેવો પડેલો અને તે અવતાર છોડયા પછી બ્રાહ્મણને ત્યાં અવતાર ધારણ થયો ત્યાં પોતે જડભરતના નામનું ઉપનામ મેળવી શકયા હતા. કારણકે ભગવત્‌ભક્તિના યોગથી તેઓ પોતાના પૂર્વના અવતારોનું વૃત્તાંત અને પરમાત્માની માયાનું પ્રાબલ્ય જાણી શકતા હતા તેથી તે અવતારમાં તેમણે બહેરા, મુગાં, જડ, અને અસંગ જેવા થઇને રહેવાનું પસંદ કર્યું હતું. તેઓ એમ માનતા હતા કે જો હું કદાચ ભૂલથી પણ કોઈનો સંગ કરીશ તો વળી પાછો મારે અવતાર ધારણ કરવો પડશે અને જેવી દશા હરણના બચ્ચાનાં સંગથી થઈ હતી તેવી થશે. એમ વિચાર કરીને પોતે જ્ઞાની હોવા છતાં જડ જેવા થઇ વિચરતા હતા એટલે જ્ઞાનીને પ્રવૃત્તિનો અભાવ હોયછે, તે જે કાંઇપણ કરે તેમાં તેને પ્રિતી હોતી નથી. જળકમળની પેઠે નિર્લેપ રહીને કરે છે, જો જ્ઞાનીમાં પ્રવૃત્તિનો અભાવ નહોય તો ભગવાન્ શ્રીકૃષ્ણને તું કેવા ગણીશ ? કારણકે એમણે ગોપીઓ સાથે ક્રીડા કરી છે, હજારો સખા સાથે મૈત્રિ બાંધીછે, વલી તેમણે જૂઠણ ખાધુ છે, શત્રુઓથી ડરીને નાસવાનું પણ કર્યું છે તેમજ સારથીપણું પણ કર્યું છે, તો તેઓ શું આમ કરવામાં બંધાઈ ગયા હતા ? નહિજ, તેવીરીતે જ્ઞાનીઓ પણ નિર્લેપજ છે.

સેવક—વશિષ્ટજી, વેદવ્યાસજી આદિ જે તત્વવિત્ હતા તેઓ શ્રાપ આપવામાં અને વરદાન આપવામાં સમર્થ હતા. જે શ્રાપ આપવામાં અને અનુગ્રહ કરવામાં સમર્થ હોય તેજ તત્વવિત્ ગણાય પરંતુ શ્રાપ આપવાની કે અનુગ્રહ કરવાની શક્તિ ન હોય તેને તત્વવિત્ કેમ કહેવાય ? જડભરતજી તેવા નહોતા છતાં તે તત્વજ્ઞાની કેમ કહેવાયા ?

મહારાજ—શ્રાપ આપવા અને વરદાન આપવાનું સામર્થ્ય પ્રાપ્ત થવું તે તો તપનું ફળ છે, જ્ઞાનનું ફળ નથી. જેને શ્રાપ અને અનુગ્રહનું સામર્થ્ય ન હોય પણ તત્ત્વજ્ઞાન થયું હોય તો તે પણ તત્વવિત્ કહેવાય છે. અને તત્વવિત્ શ્રાપ તથા અનુગ્રહ કરવા આદિનો તપમાં આગ્રહ રાખતો નથી. કારણકે તેને તત્વ-વિચારથી સર્વ અનિત્ય-નાશવાન જણાય છે. જેથી તપ કરીને મેળવેલ ફળથી કોઇને હાનિ લાભ કરવો તે અઘટિત છે એમ તેને જણાય છે પરંતુ જેને એવી ઇચ્છા ન હોય તે તપ કરી તેવું સામર્થ્ય મેળવે અને કોઈને તેથી હાનિ લાભ ન કરે તો તત્વવિત્પણામાં બાધ નડતો નથી. પરંતુ તપથી મેળવેલ સામર્થ્યથી કોઇને હાનિ લાભ કરવાથી મુક્તિ થાય નહિ. હાનિ એટલે શ્રાપ દેવો, લાભ એટલે વરદાન આપવું.

સેવક—ત્યારે આપણા શાસ્ત્રોમાં મુક્તિના ઘણા ઉપાય બતાવ્યા છે, કોઈ ઠેકાણે તપથી, કોઇ ઠેકાણે યોગથી, કોઇ ઠેકાણે વૃતથી, તો કોઇ ઠેકાણે ઉપાસનાથી અને કોઇ ઠેકાણે જ્ઞાનથી વગેરે વગેરે ઉપાયવડે મુક્તિ સાધી શકાય છે એમ કહ્યું છે, તો એક વસ્તુ મેળવવા માટેના ઘણા ઉપાય હોયતો તેમાં ખરો ઉપાય કયો હશે તે સમજવામાં ગુચવાડો ઉત્પન્ન થાયછે. વાસ્તે મુક્તિ મેળવવા માટે ખરૂં સાધન શું હશે ?

મહારાજ—મુક્તિ મેળવવાની બાબતમાં તેં કહ્યું તે પ્રમાણે દરેકજણ પોતપોતાના વિચાર પ્રમાણે કલ્પના કરેછે પરંતુ ખરી રીતે આખું જગત મુક્ત છેજ. દેહનો અહંભાવ છૂટયો એટલે તે મુક્તજ છે. અહંભાવ મટવો તે જ્ઞાનનું ફળ છે. શ્રીમદ્ ભાગવત્‌ના એકાદશના એકાદશ અધ્યાયના પહેલા શ્લોકમાં કહ્યું છે કે:—

बद्धो मुक्तइति व्याख्या गुणतो मे न वस्तुतः ।
गुणस्य माया मुळत्वान्न मे मोक्षो न बन्धनम् ॥

ત્રણ ગુણો પોતે જ માયાથી ઉત્પન્ન થયેલા છે, જે માયા એટલે અજ્ઞાનથી કલ્પાએલ હોય તેઓ રજ્જુમાંસર્પની પેઠે મિથ્યા જ છે. વાસ્તે સ્વરૂપમાં બંધ કે મોક્ષ કાંઈ નથી એવો સિદ્ધાંત છે અથાર્થ મોક્ષજ છે.

સેવક—ત્યારે મુક્તિની પ્રાપ્તિ વાસ્તે કર્મ ઉપાસનાદિ કાંઇ કરવાની જરૂર ખરી કે કેમ ?

મહારાજ—કર્મ એ શબ્દની વ્યાખ્યા બહુ મોટી છે, કર્મ ઘણા પ્રકારનાંછે તેમાં ત્રણ પ્રકારના કર્મ મુખ્ય છે, અને તેમાં બધાં જ કર્મોનો સમાવેશ થઇ જાય છે. કર્મ, અકર્મ, અને વિકર્મ, આ ત્રણ પ્રકારનાં કર્મો છે. શાસ્ત્રની મર્યાદા પ્રમાણે કર્મ કરવું તેનું નામ કર્મ. શાસ્ત્રની આજ્ઞા પ્રમાણે ન કરવું તેનું નામ અકર્મ અને શાસ્ત્રે નથી કહ્યું છતાં કરવું તેનું નામ વિકર્મ. હવે પહેલી વ્યાખ્યામાં બતાવેલ કર્મમાં શાસ્ત્રની મર્યાદાથી અથવા આજ્ઞાથી જે કર્મ થાયછે તેમાં પણ અનેક પ્રકાર હોય છે, પ્રથમ તો દેહના વ્યવહાર માટે જે કર્મો કરેછે તે જેવાં કે ખાવું, પીવું, લેવું, દેવું, વગેરે. એ કર્મો તો સ્વભાવિક થવાનાં જ કારણકે દેહધારીથી એ કર્મો તજી શકાય તેમ નથી, પરંતુ તે સઘળાં કર્મો કરતો થકો તે તે કર્મનાં ફળોને તજેછે, જે ફળોની ઇચ્છા રાખતો નથી તે ત્યાગી કહેવાય છે. બીજું સ્વર્ગાદિ લોક મેળવવા માટે જે કર્મ કરવું તે પણ શાસ્ત્રની આજ્ઞામાં ગણાય છે, પરંતુ કર્મ કરીને જે મેળવવું છે તે જો મિથ્યા

એટલે નાશવાન હોય તો તે મેળવવાની પ્રવૃત્તિ અજ્ઞાનથી થાય છે એમ જાણવું, કારણકે સ્વર્ગાદિ લોકનો પણ ક્ષય તો થવાનોજ. જેની ઉત્પતિ તેનો નાશ સરજાએલોછે. એટલે તે પણ મુક્તિ આપી શકતો નથી. કર્મમાત્રનાં ફળો નાશવાન છે એટલુંજ નહિ પણ કર્મ પોતે વાસ્તવિક ઠરતું નથી. કારણકે જે દેહથી કર્મ થાય છે તે દેહ ખોટો છે. ખોટી વસ્તુથી ખરૂં કાર્ય થઇ શકે નહિ. વળી કર્મ વગેરે દેહાદિક વસ્તુઓ પ્રકૃતિને આધિન છે. આત્માને આધિન નથી. શ્રી ભગવત્ ગીતાના તેરમા અધ્યાયના ઓગણત્રીશમા શ્લોકમાં ચોકખું કહ્યું છે કેઃ—

प्रकृत्यैव च कर्माणि क्रियमाणानि सर्वशः ।
यः पश्यति तथात्मानमकर्तारं स पश्यति ॥

પ્રકૃતિજ સર્વ પ્રકારે કર્મો કરાવે છે, તેથી આત્માને જે અકર્તા જૂએ છે તેજ ખરૂં જૂએ છે. વળી અઢારમા અધ્યાયના સોળમા શ્લોકમાં પણ કહ્યું છે કેઃ—

तत्रैवं सति कर्तारमात्मानं केवलं तु यः ।
पश्यत्यकृतबुद्धित्वान्न स पश्यति दुर्मतिः ॥

ઉપાધિ રહીત અસંગ આત્માને કર્તા તરીકે જૂએ છે તે દુર્મતિ એટલે અજ્ઞાનીછે. પરમાત્મા તો સ્વયંપ્રકાશ, અદ્વિત્ય, સર્વ પ્રાણીમાત્રને વિષે તેમજ સર્વ વ્યાપકછે. સર્વ પ્રાણીઓના અંતરાત્માને સગુણ ઉપાધિવાળો માની શકાય નહિ. તેમજ પંચદશીકાર સ્વામિજીએ પણ ચિત્રદીપમાં અસો દશમા શ્લોકમાં કહ્યુ છે કેઃ—

मुक्तिस्तु ब्रह्मतत्वस्य ज्ञानादेव न चान्यथा ।
स्वप्रबोधंविना नैव स्वस्वप्नोहीयते यथा ॥

જેમ સ્વપ્નુ જાગ્યા સિવાય નાશ થતું નથી તેમ મુક્તિ બ્રહ્મતત્વના જ્ઞાન વિના બીજા કોઇ પ્રકારે પ્રાપ્ત થતી નથી. ભગવાન શ્રીકૃષ્ણે પણ ભાગવત્‌ના એકાદશના ઓગણીશમા અધ્યાયના ચોથા શ્લોકમાં કહ્યુ છે કે—

तपस्तीर्थं जपो दानं पवित्राणी तराणी चः ।
नालं कुर्वन्ती तां सिद्धि या ज्ञानफलयाकृताः ॥

જ્ઞાનના અંશમાત્રથી જે ફળ પ્રાપ્ત થાય છે તે ફળ તપ, તિર્થ, જપ, દાન, કે બીજાં હરેક પવિત્ર કાર્યોથી પણ થઈ શકતું નથી. માટે મુક્તિનું સાધન પરમાત્માને અદ્વૈત, અસંગ, અજન્મા, સર્વવ્યાપક, સર્વાત્મસ્વરૂપ જોવો તેથીજ મુક્તિ છે.

સેવક—સ્વામિન્, આપ કહો છો કે આત્મા અક્રિય છે. તેને કર્તા તરીકે જૂએ તે દૂર્મતિ અગર મૂરખ હોવો જોઇએ. છતાં શ્રીમદ્ ભગવતગીતાના અધ્યાય ૭ તથા ૧૦ માં શ્રી કૃષ્ણ પરમાત્માએ વિભૂતિ યોગનું વર્ણન કર્યું છે તેમાં પોતેજ કહ્યું છે કે પૃથ્વીમાં દ્રવ્ય પદાર્થમાત્ર મારૂં સ્વરૂપછે તો આપ કહોછો તે ખરૂં કે ગીતાકાર શ્રીકૃષ્ણ ભગવાન કહે છે તે ખરૂં ? તે સમજાવશો ?

મહારાજ—એજ પ્રભુ શ્રીકૃષ્ણની ખૂબીછે જે કર્તા છતાં અકર્તા છે, ભોક્તા છતાં અભોક્તા છે તે શ્રી. ભ. ગી. ૧૩ના ૨૨ મા શ્લોકમાં કહ્યું છે.

उपद्रष्टानुमंता च भर्ताभोक्ता महेश्वरः ।
परमात्मेति चाप्युक्तो, देहेऽस्मिन्पुरुषः परः ॥

( અવિકારી તથા જન્મરહીત આત્માને કર્તા ભોક્તાપણું શી રીતે હોય તેવી શંકાના ઉત્તરમાં ) ઇન્દ્રિયાદિ અનાત્મ વસ્તુના પ્રવૃતાવનાર અંતરયામી છે માટે તે પ્રકૃતિના કાર્યરૂપ શરીરમાં રહેલોછે છતાં તે ભિન્નછે. એ જ્ઞાનવડેજ મુક્તિ થઇ શકે.

સેવક—આપ કહોછો તેમ જ્ઞાનથીજ મુક્ત થએલા એવાં કોઇ દ્રષ્ટાંત કહેશો ?

મહારાજ—હા ઘણાં છે. જો સાંભળ. જનકરાજા, મૈત્રયી-રૂષી તેમજ ઉદ્ધવજી વગેરે વગેરે ઘણાઓ જ્ઞાનથીજ મુક્ત થઇ ગએલા છે.

સેવક—મહારાજ ઉપર આપ કહી ગયા તે પ્રમાણે મુક્ત દશા થતી હોય તો જન્મમરણઆદિ ધર્મોનો નાશ કેવી રીતે થાય ?

મહારાજ—અનાદિકાળના અજ્ઞાનવડે જીવને તદાત્મ્ય-ધ્યાસ થએલો હોય છે તેથી જન્મમરણાદિ ધર્મો દેહના છે તેને પોતાના માને છે. પણ અધ્યાસની નિવૃત્તિ થાય તો પોતામાં માની લીધેલા જન્મમરણાદિની નિવૃત્તિ થઈ જાયછે. અને તેથી મુક્ત થયો ગણાય છે.

સેવક—પણ તોપછી અહંકાર અને ચિદાત્માની એક્તા કેમ દેખાય છે ?

મહારાજ—એ તો અજ્ઞાનથી બન્નેની એક્તા પ્રતિત થાય છે, ખરી રીતે તો તે બંન્ને જૂદાજ છે.

સેવક—મહારાજ આપ ઉપર મુજબ કહોછો કે તે

ભેદ જ્ઞાનવડે દૂર થાય છે પણ શ્રુતિશાસ્ત્રમાં તદાત્મ્યધ્યાસથી થએલા કાર્યનો ત્યાગ કરવાનું કહ્યું છે. તો તે ઉપરથી તો સાધારણ કાર્યનો સ્વીકાર કરી શકાય એમ હું સમજું છું.

મહારાજ—જે માણસને અહંકાર અને ચિદાત્મધ્યાસની નિવૃત્તિ થઈ હોયછે, ને જે અહંકારને તથા ચિદાત્માને જૂદા જૂદા માને છે તેવો મુમુક્ષુ પુરૂષ ગમે તેટલી વસ્તુની ઈચ્છા કરે તોપણ તેને બાધ નથી એટલે એવા મુમુક્ષુ માણસને સાધારણ કાર્યના સ્વીકારથી હાની થતી નથી તેમ અસ્વીકારથી લાભ થતો નથી, કારણકે તેની હૃદયગ્રંથીનો લય થયો હોય છે.

સેવક—તદાત્મ્યધ્યાસનો અભાવ થયો હોય તો કાર્ય ઉત્પન્ન થાય નહી કેમકે કાર્યની ઉત્પત્તિનું કારણ પણ તદાત્મ્યધ્યાસજ છે ને ?

મહારાજ—ભાઈ, જેમ કાર્યની ઉત્પત્તિનું કારણ તદાત્મ્યધ્યાસ છે તેમ પ્રારબ્ધ કર્મ પણ છે. તેથી તદાત્મ્યધ્યાસ નિવૃત્ત થએલ હોય પણ પ્રારબ્ધકર્મની નિવૃત્તિ થઈ નહોય ત્યાંસુધી કાર્યની ઉત્પત્તિનો સંભવ છે.

સેવક—એમ કેમ !

મહારાજ—તત્વજ્ઞાન થયા છતાં પૂર્વ સંચિત પાપની નિવૃત્તિ ન થવાથી અસંતોષ રહે છે તેવીરીતે તદાત્મ્યધ્યાસની નિવૃત્તિ થયા છતાં પ્રારબ્ધ કર્મ ઉભું રહે છે અને તેથી કાર્ય ઉત્પન્ન થવાનો સંભવ છેજ.

સેવક—જો તદાત્મ્યધ્યાસની નિવૃત્તિ થવા છતાં કાર્યાદિ ઉત્પન્ન થવાનો સંભવ રહેતો હોય તો પરિણામે તત્વજ્ઞાની માણસ કર્મની પ્રવૃત્તિઓથી નીચો પડતો જાય ખરો કે નહી ?

મહારાજ—તત્વજ્ઞાની માણુસને દેહભાવ રહેતો નથી. તે તો હમેશાં પ્રભુ આધિન રહીનેજ પોતાની પ્રવૃત્તિઓ કર્યે જાય છે. એટલે એવો માણુસ પ્રવૃત્તિઓમાં મોહીત થતોજ નથી. તે માટે ગીતાજીના નવમા અધ્યાયના ત્રીશમાં શ્લોકમાં કહ્યું છે કેઃ—

अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक् ।
साधुरेव स मंतव्यः सम्यग्व्यवसितो हि सः ॥

એ રીતે દુરાચારી માણુસ પણુ એ તત્વદ્રષ્ટિથી પ્રભુમાં-આત્મતત્વમાં નિષ્ટા રાખે તો તેવા માણુસની પ્રવૃત્તિઓ નીચે પાડી શકે નહિ. પણુ જો તેવા તત્વવિત્નું જોઇને બીજો માણુસ એવી પ્રવૃત્તિઓ કરે તો જરૂર તે દુરાચારી થાય કારણુકે આત્મા અસંગ છે. જેનો દેહભાવ નાશ થયો હોય તેનાં દેહનાં કર્મો તેવા માણુસને લાગતાં નથી. તેને તો અભેદ અને અખંડ સર્વવ્યાપી ચૈતન્ય સ્વરૂપ આત્માનીજ સર્વ પદાર્થમાં પ્રતિતિ થએલી હોય છે અને એ જાતનું જ્ઞાન તેને હમેશાં રહ્યા કરે છે. શાસ્ત્રમાં પણુ કહ્યું છે કે **ज्ञानादेवहिकैवल्यं, तमेवविदित्वा मृत्युमेति नान्यः पंथा विद्यतेय नाय ।** એવી રીતે આત્મજ્ઞાનથીજ મોક્ષની પ્રાપ્તિ થાય છે જ્ઞાનવિના મોક્ષ માટે અન્ય માર્ગજ નથી.

સેવક—તત્વદર્શિ દેહધારી માણુસનાં કર્મો તેને લાગતાં નથી એમ આ ઉપરથી નક્કી થાય છે અને જ્ઞાનજ મોક્ષ માટે પ્રધાન સાધન છે એમ નક્કી થયુંછે તોપછી ઉપાસનાની જરૂર ખરી કે નહી ? કારણુકે કાંઈ દરેક મનુષ્યો જ્ઞાનવાન હોતા નથી, તો જ્ઞાન વિનાના માણુસોની અધોગતિજ થાય ને ?

વળી શિવ વિષ્ણુ વગેરેની ઉપાસના શાસ્ત્રથી પ્રતિપાદન થએલ છે તો ઉપાસનાથી મોક્ષ મળે કે કેમ ?

મહારાજ—ઉપાસના પણ જ્ઞાનનું એક અંગછે. નિષ્કામ અને સકામ એમ બે જાતની ઉપાસના હોય છે. અત્યારના સમયમાં મોટાભાગે સગુણ ઉપાસના જ જોવામાં આવે છે એટલે સગુણ ઉપાસનાથી તેના ફળરૂપે દેખીતી રીતે સુખ પ્રાપ્ત થાય એમ માનીએ તોપણુ મોક્ષના સાધન તરીકે સગુણ ઉપાસના ગણી શકાય નહી. નિષ્કામ ઉપાસનાજ મનુષ્ય માત્રને માટે શ્રેયસ્કર છે. ઇચ્છારહિત ઉપાસના જ્ઞાનનું અંગ છે કારણકે ઉપાસનામાંથી ઇચ્છા કે આશાના વેગને જ્ઞાનવડે રોકવો અને તેને નિષ્કામ બનાવવી તે જ્ઞાનવડેજ થઇ શકે. શ્રીભગવત્ ગીતાના સાતમા અધ્યાયમાં ભગવાન શ્રીકૃષ્ણે ખુલાસો કરેલ છે કે કોઇપણ દેવની ઉપાસના કરવામાં આવે તોપણુ તે મારીજ ઉપાસના કરેછે એમ કહ્યુંછે અને એથી સકામ ઉપાસનાનાં ફળ તેઓને મળેછે પણ તે નાશવાન હોય છે. વાસ્તે કોઇપણ કામનાની ઇચ્છાથી ઉપાસના કરવી તે વાસ્તવિક નથી કારણકે એનાં ફળ દેખીતાં સારાં હોય તોપણુ પરિણામે વિનાશી અને વિક્ષેપ કરનારાં હોય છે.

સેવક—આપ કહો છો પરંતુ પ્રલ્હાદાદિક ઘણા ભક્તો ઉપાસનાથી મોક્ષને પામી ગયા છે, પ્રલ્હાદને અનેક જાતના સંકટો આપવામાં આવ્યાં પણ તેણે ઉપાસના છોડી નહિ તેમ તેના શરીરને પણ કોઇ જાતની હાની થઇ નહિ અને આજકાલ ઘણા શુષ્ક વેદાન્તિઓ મોઢેથીજ સર્વે આત્માછે એમ કહેછે પણ જરા સરખું વિઘ્ન આવે તો તેથી ગભરાઇ જાયછે. અરે ભગવાનશ્રી રામચંદ્રજીના સમયમાં શ્રી વશિષ્ટ-

રૂષી પણ સભામાં આત્મજ્ઞાનનીજ વાતો કરતા હતા અને યોગવાશિષ્ટથી તેમણે શ્રીરામચંદ્રજીને અનુપમ ઉપદેશ આપેલો છે. પણ એક વખતે વશિષ્ટજી સભામાંથી ઉઠીને જતા હતા તેવા વખતે એક મશ્કરા માણસે વશિષ્ટજીના આત્મજ્ઞાનની પરિક્ષા કરવા તેમની સામે હાથી છોડી મૂક્યો હતો અને તે જોઇ વશિષ્ટજીએ નાસવા માંડ્યું તેથી પેલા મશ્કરાએ કહ્યું કે મહારાજ નાસો છો શા માટે ? તે પણ આત્માજછે ને ? ત્યારે વશિષ્ઠજીએ કહ્યું કે ભાઈ ? હું ક્યાં નાસું છું. હું આત્મા નાસતો નથી પણ દેહ નાસે છે. એ દેહની સાથે મારે કાંઇ સબંધ નથી. પણ પ્રલ્હાદને તો અનેક જાતનાં સંકટો આપવામાં આવ્યાં છતાં તે કોઇ ઠેકાણેથી પાછો હઠ્યો નહોતો. પ્રલ્હાદ તો બાળક હતો અને વશિષ્ઠજી વૃદ્ધ હતા એટલુંજ નહી પણ જ્ઞાનવાન પણ હતા. તો તેમને આ પ્રમાણે નાસવાની શી જરૂર હતી ? વળી ધ્રુવજીએ પણ અનેક સંકટો વેઠીને પ્રભુને વશ કરેલા હતા અને તેમને અચળ આસન આપવામાં આવેલ છે તેમજ તેમની પાછળ સપ્તઋષિઓ પરિક્રમા કર્યા કરે છે. એ બધો ઉપાસનાનોજ પ્રતાપછે ને ?

મહારાજ— વશિષ્ઠજીનો ખુલાસો આત્મદૃષ્ટિથી બરાબર છે અને પ્રલ્હાદજીની બાબતમાં શ્રી વેદવ્યાસજીએ યુક્તિ વાપરેલીછે અને તેની મતલબ તો આત્મતત્ત્વનું નિરૂપણ કરવાનીજછે. પ્રલ્હાદે સર્વભાવાત્મક જ્ઞાનવાળી ઉપાસના કરી હતી તેથીજ તે સ્થંભમાં પણ પ્રભુને—આત્મતત્ત્વને જોઈ શક્યો હતો. શ્રીભગવત્ગીતાના બીજા અધ્યાયમાં આત્મ-તત્ત્વનું બહુ સારી રીતે સંક્ષિપ્તમાં નિરૂપણ કરેલું છે. અને

એ ઉપરથીજ પ્રલ્હાદની બાબતમાં વ્યાસજીએ એ પ્રમાણે કહેલુંછે. નહી તો દેહને લઇને એ પ્રમાણે બની શકેજ નહિ કારણ કે દેહ તો નાશવાનછે કોઇનો દેહ અમર છેજ નહિ અને ધ્રુવજીની બાબત પણ એ પ્રમાણેજછે. જેમ ધ્રુવજીની પરિક્રમા સપ્તઋષીઓ આદિ ગ્રહો કરેછે તેમ તારા દેહની પાછળ જાગૃત, સ્વપ્ન, સુષુપ્તિ બાળ, યૂવા, વૃદ્ધાવસ્થા દિવસ રાત્રી વગેરે પરિક્રમા કર્યાજ કરેછે ને? જે ધ્રુવ વિષે તું કહેછે તે ઉતાનપાદ રાજાના પુત્ર ધ્રુવ વિષે કહેછે, તે આ સૃષ્ટિની ઉત્પતિ જોતાં આજકાલની વાત ગણાય પરંતુ ધ્રુવનો તારો તો તેની ઉત્પત્તિ પહલાંનો ત્યાંજ સ્થિર છે. શું ઉતાનપાદ રાજાના પુત્ર ધ્રવની ઉત્પત્તિ પહેલાં ધ્રુવના તારા વિનાનું આકાશ હતું? નહિજ. પણ ધ્રુવની એકનિષ્ઠ અને અનન્ય સર્વભાવાત્મક જ્ઞાનવાળી ઉપાસનાથીજ તેને અચળ એટલે ધ્રુવ તરીકે સંબોધેલ છે. આટલું સમજીશ તો તારા મનનું સમાધાન થશે કે વશિષ્ટજીએ સીધી રીતે આત્મતત્ત્વનો ઉપદેશ કરેલછે અને વ્યાસજીએ યુક્તિ પ્રયુક્તિથી એજ આત્મતત્ત્વનું નિરૂપણ કરેલછે.

સેવક—ત્યારે કઇ જાતની ભક્તિ-ઉપાસનાથી શાશ્વત ફળની પ્રાપ્તિ થઈ શકે?

મહારાજ—સર્વાત્મભાવવડે અનન્ય ઉપાસનાજ શ્રેષ્ટછે કે જે નિષ્કામ હોય અને ગીતાજી, ભાગવત્ તથા ઉપનિષદોમાં તેનાં વર્ણન પણછે. ગીતાજીના છઠ્ઠા અધ્યાયના ૨૯-૩૦ શ્લોકમાં કહ્યુંછે કે.

**सर्वभूतस्थमात्मानं सर्वभूतानि चात्मनि ।**
**ईक्षते योग युक्तात्मा सर्वत्र समदर्शनः ॥**

यो मां पश्यति सर्वत्र सर्वंच मयि पश्यति ।
तस्माहं न प्रणश्यामि स च मे न प्रणश्यति ॥

જેની સર્વત્ર સમદૃષ્ટિછે એવો યોગયુક્ત માણસ સર્વ પ્રાણીમાત્રમાં પોતાના આત્માને અને પોતાના આત્મામાં સર્વ પ્રાણી માત્રને જૂએછે.

જે સર્વ પ્રાણીમાત્રમાં એટલે સચરાચર જગતમાં મને જૂએછે અને મારામાં સચરાચર જગતને જૂએછે તે મારી દૃષ્ટિથી દૂર થતો નથી તેમ હું તેની દૃષ્ટિથી દૂર થતો નથી વળી ત્યાર પછીના શ્લોકમાં કહ્યું છે કે,

सर्व्वभूतस्थितं यो मां भजत्येकत्वमास्थितः ।
सर्वथा वर्तमानोऽपि स योगो मयि वर्तते ॥

સર્વ પ્રાણીમાત્રને વિષે રહેલો એવો જે હું, તેને સર્વ-ભાવ પ્રાપ્ત થએલ એવો માણસ ભજેછે તે સર્વ પ્રકારે વ્યવહારાદિ કરતો હોવા છતાં પણ મારામાંજ એટલે આત્મ-સ્વરૂપમાંજ સ્થિત થાયછે વળી શ્રીમદ્ ભા. ૧૧–૨–૪૫ કહ્યુંછે કે.

सर्वभूतेषु यः पश्येद्भगवद्भावमात्मनः ।
भूतानी भगवत्यात्मन्येष भागवतोत्तमः ॥

હું ચૈતન્યસ્વરૂપ આત્મતત્ત્વથી સર્વ ઠેકાણે સર્વ પદાર્થમાં અનુસ્યૂત છું અને સર્વ પદાર્થો મારા આત્મસ્વરૂપમાં રહેલાછે એમ જે જાણે તે મારો ખરો જ્ઞાનવાન ઉપાસક છે.

એ પ્રમાણે શ્રી વ્યાસજીએ રચેલાં સઘળાં પુરાણોનો એજ તાત્પર્યછે. શ્રી શિવપૂરાણના જ્ઞાનસંહિતાના અઢારમાં અધ્યાયના છેવટમાં શ્રીવિષ્ણુ મેનાને કહે છે કે–અરૂપએવા શ્રીશંકર પોતે સરૂપ થાયછે ને જગતના આદિ, અંત તથા

મધ્યમાં શ્રીશંકરજછે, આ સર્વ જગત શિવમયજ છે. જેમ વસ્ત્રમાં તંતુ અને તંતુમાં વસ્ત્ર એમ સર્વ જગત શિવમય છે, હું શિવ અને શિવ હું એમ સર્વ બ્રહ્માંડ શિવમયછે. શિવ વિના બીજું કાંઇ છેજ નહી.

આમ જાણનારને સ્થાવર જંગમ એવું આ જગત ભગવદ્રૂપ—એટલે આત્મતત્વજભાસેછે; કોઈપણ વસ્તુ તેનાથી જૂદી હોઈ શકેજ શીરીતે ? જ્યાં જૂઓ ત્યાં સચરાચર જગતમાં સર્વ વ્યાપિ આત્મતત્વ વિદ્યમાનછે. અને એ વિના જગતનો કોઈ ખૂણો પણ ખાલી નથી.

વાસ્તે સર્વાત્મભાવથી નિષ્કામવૃતિવડે મોક્ષ પ્રાતિ માટે જ્ઞાનદૃષ્ટિ રાખીને ઉપાસના કરનારને આત્મતત્વની પ્રાપ્તિ થાય છે.

સેવક—આપે અનન્યભાવથી નિષ્કામ ઉપાસનાવડે આત્મતત્વની પ્રાપ્તિ થાય છે એમ કહ્યું પરંતુ ઘણા તત્વવિત્ પુરૂષો તે માર્ગને તજીને તિર્થયાત્રા વગેરે કરે છે તેનું કેમ ?

મહારાજ—નિષ્કામ અને સર્વાત્મક જ્ઞાનવાળી ઉપાસના તજીને ફક્ત તિર્થયાત્રાદિ કરે તેનો પરિશ્રમ નકામો જાયછે, તિર્થયાત્રામાં ફરવાનું કારણ મોક્ષ નથી. ઉપર જણાવી ગયા પ્રમાણે જ્ઞાનવિના મોક્ષ સંભવતો પણ નથી, પણ તિર્થયાત્રા કરવાનું કારણ પૂર્વમાં થઇ ગએલા મહાન પુરૂષો અને તેમણે કરેલાં મહાન કાર્યોની સ્મૃતિ તાજી થાય અને તેવાં કાર્યો કરવાની પ્રેરણા મળતાં માણસનું મન બીજા રસ્તેથી પાછું-વળીને સદ્કર્મ કરવા પ્રેરાય એ છે. મોક્ષની ઇચ્છાથી જો તિર્થયાત્રા કરવામાં આવે તો તે અજ્ઞાનનુંજ કારણ છે.

સેવક—આત્મતત્વ માટે જેઓ નિષ્કામ ઉપાસના કરેછે

તે જ્ઞાનનું સાધનછે એમ આપ કહી ગયા પણ તેમ કરવાની પ્રેરણા માટે પ્રથમ વિચાર થાય તોજ તે થઈ શકે છે માટે વિચાર એજ ખરૂં સાધન કેમ ન ગણાય ?

મહારાજ—એ બરાબરછે કે આત્મજ્ઞાન વિના ફક્ત ઉપાસના કરવી અને મોક્ષની ઈચ્છા રાખવી એતો હિરો ગુમાવીને કાચ ગ્રહણ કરવા જેવું છે તેમજ નિષ્કામ ઉપાસનાનો ત્યાગ કરી કેવળ કર્માનુષ્ટાનમાંજ પ્રવૃત્તિ કરવી તે તો તુચ્છછે.

સેવક—ગુરૂદેવ આપ ઉપાસનાને ગૌણ ગણોછો પણ શ્રીમદ્‌ભાગવતાદિમાં ઉપાસનાનું સારીરીતે પ્રતિપાદન કરેલું છે. એકાદશ સ્કંધના અગીયારમાં અધ્યાયમાં સાડત્રીશમા શ્લોકમાં મૂર્તિના પૂજનાદિ પ્રકારનું વિસ્તારપૂર્વક વિવેચન કરેલછે અને તેમાં ઉપાસનાનો ઉપદેશ પણ કરેલો છે છતાં આપ આમ કેમ કહો છો ?

મહારાજ—ભાઇ ! એકબાજુ તપાસવાથી બન્ને બાજુનું જ્ઞાન પ્રાપ્ત થતું નથી. તું એવી રીતે પરાપૂર્વનો વિચાર કર્યાવિના કહી નાખે તે ઠીક ગણાય નહિ. એજ ભાગવતના એજ એકાદશમાં, ત્રતિયમાં અને છષ્ટમમાં સાફ સાફ સમજાવેલ છે કે જાગૃત, સ્વપ્ન સુષુપ્તિ એ ત્રણે અવસ્થાઓને જાણનાર જ્ઞાન તેજ પરબ્રહ્મ, એજ આત્મતત્વ એજ આત્મા, એજ પરમેશ્વર. પણ ઉપર કહેલું જ્ઞાન વિસારીને પોતાનું સ્વરૂપ જૂદું જાણે તો તે આત્મતત્વમટી જીવરૂપ થાયછે અને તેથી સંસાર ચક્રમાં અનેક જન્મધારણ કરવા પડે છે. છઠ્ઠા સ્કંધના સોળમા અધ્યાયના ત્રેસઠમાં શ્લોકમાં કહેલછે કે જીવાત્મા અને પરમાત્મા એકજછે. દેહભાવ તજી દઇ વ્યષ્ટિમાંથી સમષ્ટિમાં આરોપિત કરવાથી સર્વાત્મભાવના થાયછે. તેવીજ

રીતે કાઠકોપનિષદમાં વલ્લી ૧ શ્લોક ૧૦માં પણ કહ્યું છે કે—

यदे वेह तद मुत्र यद मुत्र तदन्विह ।
मृत्योः मृत्युमाप्नोति य इह नानेव पश्यति ॥

હું બ્રહ્મથી ભિન્ન છું તેમ તે મારાથી ભિન્નછે એમ જૂએ છે તે ફરી ફરી જન્મમરણને પામે છે. માટે નિરંતર સર્વાત્મભાવથી સર્વ ઠેકાણે પરિપૂર્ણ હું બ્રહ્મ છું એમ માનવું.

સેવક—જો આમ છે તોપછી શાસ્ત્રોમાં ઉપાસનાનું પ્રતિપાદન કેમ કરેલ છે?

મહારાજ—આ જગતના ઘણા મોટા ભાગના જીવોને જગત સત્યછે એવો ખોટો ભ્રમ લાગુ પડેલોછે તેને કાઢવા માટે પ્રથમ કર્મ પછી ઉપાસના અને જ્ઞાન એવા પ્રકાર બતાવેલા છે. દાખલા તરીકે એક રોગીનો રોગ કાઢવા માટે પ્રથમ જુલાબ આપવામાં આવેછે પછી તેને કાષ્ટિક દવા અને પછી રસાયણ ઇત્યાદિ આપવામાં આવેછે તેમ. કારણકે એક માણસ ઉપાસના વગેરે કાંઈજ ન કરતો હોય અને નોકરી કે ધંધામાં જ રચ્યોપચ્યો રહેતો હોયતો તેમાંથી છોડાવવા પ્રથમ નિત્ય નૈમિતિક કર્મ, મૂર્તિઆદિની ઉપાસના અને પછી નિષ્કામ ઉપાસના એમ ઉત્તરોત્તર જ્ઞાનવડે છેવટે બ્રહ્મની પ્રાપ્તિ કરાવવા માટેજ એ પ્રમાણે શાસ્ત્રોમાં કહેવામાં આવેલુંછે.

સેવક—ઉપર આપ કહી ગયા કે આત્મતત્વનો વિચાર એ ઉત્તમ સાધન છે, તોપછી તેને મૂકીને કર્મોપાસના આદિમાં પ્રવૃત્તિ શામાટે કરાવી હશે?

મહારાજ—ભાઇ? આ જગતના ઘણા જીવો વિચાર રૂપી નેત્રથી અંધછે. કાર્ય કરતાં પહેલાં તેના પરિણામનો

વિચાર કરવા જેટલી પણ અગમચેતી સૂઝતી નથી તેથીજ કર્મોપાસના વગેરેની પ્રવૃતિમાં લગાડીને સારાસારનો વિચાર કરવાનો માર્ગ બતાવેલ છે.

સેવક—તોપછી આપ કહોછો તેવી ઉપાસનાનો અવધિ ક્યારે આવે? ક્યાંસુધી ઉપાસના કર્યા કરવી એનો કાંઈ નિર્ણય હશે કે નહિ. જીવનભર ઉપાસના કર્યા કરવા છતાં જો સર્વાત્મબુદ્ધિ ન થાય તો જ્ઞાનવિના બધી મહેનત માથે પડે એવું આપનું કહેવું થાય છે માટે ઉપાસના કરવાની અવધી શું? અને ક્યાં સુધી?

મહારાજ—ઉપાસકજીવ અને ઉપાસ્યદેવ એવી દ્વૈત બુદ્ધિ ન રહેવી જોઇએ. કારણકે **द्वितियाद्वै भयं भवति।** એટલે ઉપાસક અને ઉપાસ્ય જૂદાં જણાય ત્યાંસુધી સર્વાત્મભાવ થયો નથી એમ જાણવું. જેમ અનેક નદિઓ જૂદી જૂદી વહન થાય છે ત્યારે પ્રથક પ્રથક દેખાય છે પરંતુ તે બધી સમુદ્રમાં મળતાં દરેકનું પ્રથકપણું લય થઈને એક સમુદ્રજ દેખાય છે, તેમ ઉપાસક અને ઉપાસ્યનો ભેદભાવ દૂર થઇને પોતે ઉપાસક અને જેની ઉપાસના કરે છે તે એ બન્નેની એકતા કરીને જાણવું જોઇએ કે જેની હું ઉપાસના કરૂંછું તે મારાથી જૂદું નથી હું પોતેજ તે છુ; આવી સ્થિતી ન થાય ત્યાંસુધી ઉપાસનાની જરૂર શાસ્ત્રોએ સ્વીકારી છે અને તે અવશ્ય કરવી જ જોઇએ.

સેવક—આપ કહો છો કે ઉપાસક અને ઉપાસ્ય જૂદી વસ્તુ નથી. ઉપાસકે ઉપાસ્યરૂપ થઇ જવું જોઇએ અને પછી ઉપાસના કરવી રહેતી નથી કારણકે ઉપાસક અને ઉપાસ્ય એકજ હોય તો કોણ કોની ઉપાસના કરે. પણ શ્રી. ગીતાજીના અઢારમા

અધ્યાયમાં ૬૬ શ્લોકમાં અર્જુનને શ્રીકૃષ્ણભગવાને કહેલ છેકે સર્વ ધર્મો તજીને મારે શરણે આવ, તેથી હું તને સર્વે પાપોથી મુક્ત કરીશ.

सर्व धर्मान्परितज्य मामेकं शरणं व्रज।
अहंत्वा सर्व पापेभ्यो मोक्षयिष्यामिमाशु चः॥

આમ કહેલ હોવાથી ફક્ત શ્રીકૃષ્ણનું શરણ ગ્રહણ કરવાથી જ મુક્તિ મળે છે એમ જણાય છે છતાં તમોતો કહો છો કે તે રૂપ થઈ જવું તે શીરીતે બની શકે?

મહારાજ—શરણનો અર્થ તું બરાબર સમજ્યો હોય તેમ લાગતું નથી. શરણ એટલે કાંઈ શ્રીકૃષ્ણના પગમાં માથું મૂકી પડયા રહેવું તે નથી. કારણકે જો તેમ હોત તો અર્જુન સદૈવ શ્રીકૃષ્ણની સાથેજ રહેતા હતા એટલે તે કાંઈ તેનાથી દૂર તો નજ હતું. પણ ઉપરના શ્લોક પહેલાંના બાસઠમાં શ્લોકમાં કહેલ છે કેઃ—

तमेवशरणं गच्छ सर्वभावेन भारत।
तत्प्रसादात्परां शान्ति स्थानं प्राप्यसि शाश्वतम्॥

તું કહે છે તે રીતે શરણનો અર્થ નથી પણ **सर्व भावेन** સર્વભાવાત્મક જ્ઞાનવડે શરણે આવ એમ કહેલ છે. એટલે આખું વિશ્વ પરમાત્મ—આત્મસ્વરૂપ છે અને તે સિવાય બીજું કાંઇજ નથી. એવો શરણનો અર્થ ઘટાવેલો છે. તેજ પ્રમાણે શ્રીમદ્ ભાગવતના એકાદશ સ્કંધના બારમા અધ્યાયના પંદરમા શ્લોકમાં પણ ઉદ્ધવજી પ્રત્યે શ્રી કૃષ્ણે કહ્યું છે કેઃ—

मामेकमेवशरणमात्मानं सर्वदेहिनाम्।
याहि सर्वात्मभावेन मयास्याह्य कुतोभयः॥

જે સર્વ પ્રાણીઓમાં હું એકજ આત્મરૂપ છું એમ જાણેછે તેને આખું વિશ્વ પરમાત્મ સ્વરૂપછે. આવા ભાવથી શરણે આવનાર મને પ્રાપ્ત થઇને સઘળા ભયથી છૂટો થાયછે અર્થાત આત્મસ્વરૂપને એટલે મોક્ષ પામે છે.

સેવક—ત્યારે જો આખું વિશ્વ પરમાત્મસ્વરૂપ હોય તો જગત સત્ય ઠરેછે છતાં જગતગુરૂ શ્રીઆદ્યશંકરાચાર્ય તથા વશિષ્ટજી વગેરે તેમજ કપીલદેવજી અને આપ પોતે જગતને મિથ્યા કહેતાં **ब्रह्मसत्यजगन्मिथ्या** કેમ કહોછો ?

મહારાજ—અમો જે જગતને મિથ્યા કહીએ છીએ તે દૃશ્ય જગતને મિથ્યા કહીએ છીએ, પણ એ જગતની અંદર જે તત્વ સર્વ સ્થળે વિલસી રહેલ છે અને જેની સત્તાથી જગત ખોટું છતાં ખરૂં ભાસેછે તે પરમતત્ત્વને લઇને જગતને સત્ય કહીએ છીએ, નહિ તો જગતને તારી સત્તાથી શું તું સત્ય કહી શકે તેમછે ? જે પરમાત્મતત્વથી આ જગતની ઉત્પતિ, સ્થિતિ અને લય થયા કરેછે, એજ પરમાત્મતત્ત્વ, જેવી રીતે ઘડામાં કારણરૂપે માટી વ્યાપિ રહેલ છે, કડાં કુંડળ વગેરેમાં કારણરૂપે સૂવર્ણ વ્યાપિ રહેલછે તેવીજ રીતે કાર્યરૂપ આ પ્રપંચમાં–જગતમાં કારણરૂપે તે તત્વ વ્યાપિ રહેલછે તે મિથ્યા કાર્યપ્રપંચથી જુદુંછે. ભૂત ભવિષ્ય અને વર્તમાન એ ત્રણે કાળમાં જે સદૈવ વિદ્યમાનછે તે સર્વશ્રેષ્ટ પરમાત્મતત્ત્વનું શરણ લેવાનું કહેલછે.

સેવક—ત્યારે એવા જગતને આપ કેવું કહોછો ? તે સબંધમાં આપનો પોતાનો શું અભિપ્રાયછે. ?

મહારાજ—આ બાબતમાં મારો અભિપ્રાય ખુલ્લોજછે અને અનેક વખત તને કહી ચૂકેલ છું છતાં ફરીથી કહું છું

કે-અંધારામાં પડેલ રજ્જુને સર્પની ભ્રાન્તિથી સર્પ કહેવામાં આવેછે પરંતુ પ્રકાશ આવતાં સર્પ નહિ પણ રજ્જુજ સત્ય ઠરેછે. એટલે આદિમાં જે રજ્જુ હતી તેજ અંતમાં રજ્જુ સત્ય થાયછે અને મધ્યમાં જે સર્પની ભ્રાન્તિ હતી તે ખોટી ઠરેછે, તે રીતે આ જગત આદ્યમાં પરમાત્મતત્વ હતું અને અંતમાં પણ પરમાત્મતત્ત્વ રહેવાનું છે અને અત્રે મધ્ય કાળમાં જે ભ્રાન્તિરૂપે જગત દેખાયછે તે ખોટું છે; ભ્રમછે એવો સ્પષ્ટ અમારો અભિપ્રાયછે.

સેવક—આપના કહેવા પ્રમાણે જો પરમાત્મ તત્ત્વ સિવાય બીજું કાંઈ નજ હોય તો પછી બીજા કોઇ સાધનની પણ શી જરૂર ? કારણકે પછી તો સર્વ ઠેકાણે આત્મતત્વજ રહ્યું એટલે ઉપાસના, વૃત, તપ, જપ વગેરે કરવાની શી જરૂર ? પછી એ નકામી માથાકુટ કરવાની આવશ્યક્તા ક્યાં રહે છે ?

મહારાજ—ખરી રીતે તો તેમજછે.

સેવક—તો પછી ગુરૂભાવ અને શિષ્યભાવ પણ રહે નહિ અને સંસાર પણ ક્યાં રહ્યો ? બધુંજ આત્મતત્વ પાસે મિથ્યાજ ઠર્યું ને ?

મહારાજ—હા તે પણ તેમજ છે.

સેવક—આપ મોઢેથી હાએ હા કરોછો પરંતુ તે માટે ગીતા કે ભાગવતનું કાંઇ પ્રમાણ છે કે નહી ?

મહારાજ—જોઇએ તેટલાં પ્રમાણ છે. ભા. એ અ. ૨૨ શ્લોક ૫૪

यथामनोरथधियो विषयानुभवोमृषा ।
स्वप्नद्रष्टाश्चदाशाइ तथा संसार आत्मनः ॥

આ શ્લોક શ્રીકૃષ્ણ પરમાત્માએ ઉદ્ધવજી પ્રત્યે કહેલછે

તેમાં જણાવેલછે કે માણુસના મનોરથો તથા સ્વપ્નના અનુભવો જેમ મિથ્યાછે તેવી રીતે આત્માને આ જગતનો જે અનુભવ થએલછે તે પણ મિથ્યાછે. અને જેછે તે બધુંજ બ્રહ્મસ્વરૂપછે. આપણાં શાસ્ત્રોએ દાંડી પીટીને કહેલુંછે કે ત્રણ કાળમાં આ જગત સત્ય નથી; આ દેહ મારો નથી, તેમ દેહ હું નથી અને હું દેહ છું અથવા દેહ મારોછે તેવી જે ભ્રાન્તિ થએલ છે તે મિથ્યા ભ્રમછે. એ ભ્રમ મનમાંથી કાઢી નાખવો અને આત્મતત્ત્વને ઓળખવાનુંજ કર્તવ્યછે ભા એ. અ. ૧૧ શ્લોક. ૮ માં પણ કહેલુંછેઃ—

देहस्थोऽपि न देहस्थो विद्वान् स्वप्नाद्यथोत्थितः ।
अदेहस्थोऽपि देहस्थः कुमतिः स्वप्नदृग्यथा ॥

જેમ સ્વપ્નાવસ્થામાંથી જાગેલો જીવ સ્મરણમાં આવતાં સ્વપ્નમાં અનુભવેલા સુખદુઃખથી રહીત હોયછે, તેમ જ્ઞાન પ્રાપ્ત થવાથી મુક્તિ પામેલો જીવ ફક્ત સંસ્કારરૂપેજ દેહમાં રહેલો છે. એટલે દેહનાં સુખદુઃખને પોતાને વિષે માનતો નથી. તેમજ અજ્ઞાની જીવ પણ ખરી રીતે દેહમાં રહેલો નથી પરંતુ દેહાધ્યાસને લીધે દેહનાં સુખદુઃખાદિ પોતાના વિષે માનેછે તેથી તે દેહમાં રહેલોછે એમ અજ્ઞાનીને લાગેછે. દાખલા તરીકે જેમ એક સરોવરછે તેના કિનારે મકાનછે, વૃક્ષો પણછે અને આકાશમાં સૂર્યછે. હવે પવનની લહેરીઓ આવ્યા કરેછે ત્યારે સરોવરના પાણીમાં હીલોળા ચડેછે ત્યારે તેના કિનારા ઉપરનાં મકાન, વૃક્ષો અને સૂર્ય પણ પાણીમાં હલતા જણાયછે, પરંતુ ખરી રીતે મકાન વૃક્ષ કે સૂર્ય હલતાં હોતાં નથી પણ પાણીજ હલતું હોયછે, છતાં ભ્રાન્તિથી તે

સઘળાં હલતાં દેખાયછે. અથવા ફૂદડી ફરનારને તેની આસપાસની સઘળી વસ્તુઓ વગેરે ફરતું જણાયછે પરંતુ ખરી રીતે તે વસ્તુઓ ફરતી નથી પણ પોતેજ ફરેછે છતાં વસ્તુઓ ફરતી હોવાનો ભ્રમ થાયછે. તેવી રીતે જીવને સંસાર અને દેહાદિકનો ભ્રમ થએલોછે. દેહના ધર્મો જેવા કે કર્તા, ભોક્તા, સુખી, દુ:ખી વગેરેછે તે બુદ્ધિની કલ્પનાછે અને બુદ્ધિથીજ આત્મામાં આરોપિત થયેલા લાગેછે.

સેવક—ત્યારે એ અજ્ઞાન અથવા ભ્રમ થયો કહેવાયને? અને તે કોને? આત્માને? અને જ્ઞાન પણ કોને? આત્માને?

મહારાજ—આત્માને જ્ઞાન કે અજ્ઞાન એ બેમાનું કાંઇ થતું નથી. આત્મા પોતેજ જ્ઞાનસ્વરૂપછે પણ જે જ્ઞાન કે અજ્ઞાન થયું તે તો બુદ્ધને થયું.

સેવક—એ બાબતમાં કાંઇ પ્રમાણ છે?

મહારાજ—બદ્ધાવસ્થામાં ગુણો અને કર્મોથી અજ્ઞાનના કાર્યરૂપ દેહાદિકનો આત્મામાં અધ્યાસ પડી જવાને લીધે એકપણું મનાયછે પણ તે જ્ઞાનવડે મટી શકેછે. કારણકે આત્મતત્ત્વ બદ્ધઅવસ્થામાં ગ્રહણ કરી શકાતું નથી તેમ મુક્તાવસ્થામાં છોડી શકાતું નથી. વિચાર કરીને જોવામાં આવે તો બદ્ધદશા અગર મુક્તદશા ક્રીયાવડે સિદ્ધ થઈ શકતાં નથી. એ તો વિચાર અને જ્ઞાનવડેજ થઇ શકે તેમછે અને તે એ કે દેહાદિક અન્ય પદાર્થો આત્મામાં આરોપિત થએલાં લાગેછે તે પદાર્થો પોતાના સ્વરૂપથી જુદાછે. તે પદાર્થો પોતે નથી એમ જ્ઞાનવડે જાણે અને દેહાદિક તથા અન્ય પદાર્થોમાંથી જ્ઞાનદષ્ટિવડે મમત્વ મૂકી દે એનું નામ મુક્તાવસ્થા અને એ સિવાયની બદ્ધાવસ્થા એટલે જ્ઞાન કે અજ્ઞાન વસ્તુતાએ

બુદ્ધિગમ્યછે એને માટે એક સાદા વ્યવહારિક દાખલાથી હું તને સમજાવું છું કે બુદ્ધિના અંકુરોનું સ્ફુરણ થતું જાયછે તેમ તેમ જ્ઞાનમાં પણ પરિવર્તન થતું જાયછે. તે નીચેના દાખલાથી સમજાશે. જેમ એક બાળકના જન્મ વખતે તેને બુદ્ધિ હોતી નથી અને જ્ઞાન અજ્ઞાન પણ હોતાં નથી, ફક્ત જેને મુઢ અવસ્થા કહી શકાય તેવી અવસ્થા હોય છે. તે વખતે તે બાળકને સમ–વિસમનું કાંઈ ભાન હોતું નથી, તેમ તે બાળક પોતાનાં માતપિતા કે સગાંસબંધીને અને અન્યને પણ ઓળખતું હોતું નથી. પરંતુ ક્રમેક્રમે વખતના વહેવા સાથે બુદ્ધિના અંકુરો સ્ફુરતા જાયછે તેમ તેમ તે બાળકમાં માબાપને ઓળખવાનું અને પારકા માણુસોને પારખી શકવા વગેરેનું જ્ઞાન થાયછે. તેમજ ઉત્તરોત્તર પોગંડ અને યૌવન અવસ્થામાં તે તે અવસ્થાના કાર્યનું જ્ઞાન પણ થતું જાયછે અને તેથી આગળ ચાલતાં ઉત્તરાવસ્થામાં આત્મતત્વ–પરમાત્માને ઓળખવાનું જ્ઞાન પ્રાપ્ત કરવાની ઇચ્છા થાય છે. તે માટે ધાર્મિકશાસ્ત્રો અને સત્સંગદ્વારા આત્મતત્વની પ્રાપ્તિ કરવા પ્રેરાયછે, આ વખતે પણ તે બુદ્ધિજ કામ કરેછે અને છેવટે એજ બુદ્ધિગમ્યજ્ઞાનદ્વારા પોતાના વાસ્તવિક સ્વરૂપનાં દર્શન કરી શકે છે. એટલે જ્ઞાન કે અજ્ઞાન બુદ્ધિના વિકાસનું પરિણામછે. બુદ્ધિનો વિકાસ નહી અથવા ઓછો તે અજ્ઞાન અને બુદ્ધિનો વિકાસ વધારે તે જ્ઞાન.

સેવક—મહારાજ આપ કહો છો તે બરાબર હશે પરંતુ બુદ્ધિ તો ક્ષણિકછે કારણકે એ બુદ્ધિ, ચિત્તવૃત્તિઓને ફેરવી નાખે છે અને નવી નવી ઉત્પન્ન કરે છે એટલે એનો નિર્ણય કરવાનું કામ મને તો અઘરૂં લાગે છે. કેમકે સદા

સર્વદા એકજ જાતની બુદ્ધિ ટકી રહે, તોજ આત્મતત્વ માટે ઉપયોગી જ્ઞાન મળી શકે. પરંતુ બુદ્ધિની વૃત્તિઓ ઉપર કાબુ રહી શકે તેમ મને લાગતું નથી. તેના ઉપર કાબુ મેળવવા માટે સમાધિ કે બીજી કોઈ યોગની પ્રક્રિયાઓ કરવી જરૂર લાગે છે.

મહારાજ—બુદ્ધિની વૃત્તિઓ જે જે વસ્તુઓ અગર વિષયો તરફ દોડે ત્યાંથી પાછી વાળવા ખાતર સમાધિ કે યોગની પ્રક્રિયાઓ કરવાની જરૂરીઆત તું માને છે પણ ખરી રીતે તેમ નથી. કારણકે સમાધિ કે યોગની પ્રક્રિયાઓ કરે છતાં જો નિશ્ચયાત્મક બુદ્ધિ ન થાય તો તેના ઉપર કાબુ મેળવી શકાતો નથી. પણ બુદ્ધિની વૃત્તિઓ જે જે વિષયો કે વસ્તુઓ તરફ દોડે ત્યાં ત્યાંથી પાછીવાળી પરબ્રહ્મ તરફ લગાડવી અને દરેક વિષયો કે વસ્તુઓ આત્મપ્રાપ્તિ માટે અંતરાયરૂપછે એમ જાણીને વિષયો અને વસ્તુઓમાંથી વૃત્તિઓને હઠાવવી. કારણકે જેમ બુદ્ધિની વૃત્તિઓ ક્ષણે ક્ષણે નાશ પામી નવી નવી ઉત્પન્ન થાયછે અને સ્થિર નથી તેવીજ રીતે વિષયો કે વસ્તુઓ પણ ક્ષણે ક્ષણે બદલાતા જાયછે, તેથી તે પણ સ્થિર નથી. માટે જે વસ્તુ સચરાચર જગતમાં સદૈવ સ્થિર-અચળ અને સર્વસ્થળે વિદ્યમાન છે એ આત્મતત્વમાં એવી વૃત્તિઓનો લય કરવાથીજ આત્મતત્વ-પરમાત્મતત્વની પ્રાપ્તિ થાય છે. અને પછી તમે જે નામથી કહો તે કહી શકાયછે. તેને પરબ્રહ્મ કહો, ચૈતન્યસ્વરૂપ કે, ચિત્તશકિત કહો, ચૈતન્ય કહો, આત્મા કહો, પરમાત્મા કહો કે મોક્ષ કહો, જે કહો તે કહી શકાય. અને તેનું નામજ **સ્વરૂપ દર્શન.**

હું આશા રાખું છું કે તને જે સમજાવવામાં આવેલછે તેનું મનન કરીને અને જે સમજ્યોછું તે બીજાઓને સમજાવવાનો પ્રયત્ન કરીને પણ સ્વરૂપ દર્શન કરવાના સન્માર્ગે વિચરીશ. તારી મુમુક્ષુવૃત્તિ જોઇ હું ખુશી થયો છું. હવે અન્યસ્થળે આ શરીરનું પ્રારબ્ધ લઈ જશે ત્યાં જઇશ.

મહારાજશ્રીને દંડવત્ કરી મુક્તસ્થિતિ અનુભવતો, હૃદયથી ઉપકાર માનતો અને કૃતાર્થ થએલો સેવક જોઇ રહેતાં ગુરૂશ્રી પ્રયાણ કરી ગયા.

इति शिवम्

# પરોપકારી પુણ્યાત્માઓ પ્રત્યે પ્રાર્થના



આ પુસ્તકની એકહજાર કોપી છપાવવાના ખર્ચનો હિસાબ નીચે જણાવેલો છે. પ્રભુદત્ત લક્ષ્મીનો સદુપયોગ કરનાર તેમજ પ્રભુ પ્રીત્યર્થે દાન કરનાર સજ્જનો–ભાઈ બ્હેનો કે જેમને પ્રભુ પ્રેરણા થાય તેમને નીચે જણાવેલી રકમ અગર તેમાંથી યોગ્ય જણાય તેટલી રકમ મોકલી અધ્યાત્મિકજ્ઞાન યજ્ઞનો પુણ્ય પ્રચાર ચાલુ રાખવા નમ્ર વિનંતિ છે.

| | |
|---|---|
| ૫૬–૦–૦ | ક્રાઉન એન્ટીક સ્વદેશી કાગળ બત્રીસ રતલી, રતલ એકના ચાર આના લેખે રીમ સાતના. |
| ૫૬–૦–૦ | ક્રાઉન સોળ પેજી ફોર્મ સાત, રૂપીઆ આઠ લેખે છપામણી. |
| ૧૦–૦–૦ | ફોટો, આર્ટ કાગળ તથા તેની છપામણીના. |
| ૪–૦–૦ | વળામણી રીમ સાતના. |
| ૧૦–૦–૦ | પૂંઠાના કાગળ તથા તેની છપાઇના. |
| ૧૨–૮–૦ | બંધામણી. |
| ૧૪૮–૮–૦ | |

દલપતરામ જગન્નાથ મહેતા
લુણસાવાડ–સ્વામીનું ડહેલું
( દરિયાપુર ) અમદાવાદ



# સાધુ અને સાધુતા

( હિન્દી રાષ્ટ્રિય મહાભસાની મુંબઇની ૧૯૩૪ની બેઠકમાં ભાગ લેવા હું મુંબાઈ ગયેલો, ત્યાંના મારા એક ગર્ભશ્રીમંત મિત્રને ત્યાં ઉતરેલો. મારા જવા અગાઉ એક સાધુ મહારાજ તે મિત્રને ત્યાં આવેલા અને એમની ભોળપ તથા ભલાઇનો ગેરલાભ લઈ તેમને આર્થિક ઉન્નતિ કરી આપવાની લાલચ બતાવીને તે મિત્રના પાંચસો-સાતસો રૂપીયાનું પાણી સાધુ મહારાજે કરવા ધારેલું. આ દ્રષ્ય મારી નજરે ચડ્યું. મિત્રની ભોળપ માટે દયાઆવી અને સાધુ મહારાજની સ્વાર્થ લીલા માટે તિરસ્કાર છૂટયો. તે વખતે સાધુ કેવા હોવા જોઇએ અને તેની ફરજ શું હોવી જોઈએ, એ બતાવવા આ લેખ મુંબાઈમાંજ મારા મિત્રને ત્યાંજ લખ્યો. કહેવાની જરૂર નથી કે આ લેખ વાંચીને આર્થિક પ્રાપ્તિ અર્થે આદરેલી લીલાનુંતુરત વિસર્જન થયું અને સાધુમહારાજ પલાયન કરી ગયા. આ લેખ ૧૯૩૪ના ઑકટોબરની ૨૪ મી તારીખે લખેલો તે આ પુસ્તકમાં એટલા કારણસર મૂકયો છે કે પોતાને સાધુ ગણાવતી મોટા ભાગની વ્યક્તિઓ સમાજને ઠગી રહી છે તેમાંથી જનતા બચી શકે અને સાચા સાધુની પરિક્ષા કરી શકે. )

**સાધુ અને સાધુતાઃ**—આ બન્ને શબ્દો એકબીજાની અપેક્ષા રાખે છે. એક વિના બીજો સંભવતો નથી. સાધુમાં ખપવા માટે સાધુતાની જરૂર છે અને સાધુતા સિવાય સાધુમાં ગણના થઈ શકે નહિ. એટલે સાધુ અને સાધુતા ઓતપ્રોત છે.

પરંતુ સાધુ વ્યક્તિ છે, સાધુતા લક્ષણ છે- ગુણ છે. સમયના પરિવર્તન સાથે સાધુમાં પરિવર્તન સંભવે; સાધુતામાં નહિ. એકની અવસ્થા પરિવર્તનશિલ છે, બીજાની સ્થાઇ છે.

હવે સાધુ કોને કહેવો ? કઈ કઈ જાતના લક્ષણો કે ગુણોવાળો માણસ સાધુનામને સાર્થક કરી શકે ? બાહ્ય લક્ષણો કે ગુણો ઉપરથીજ સાધુ કહી શકાય કે તે માટે આન્તરિક લક્ષણો કે ગુણોની જરૂર ખરી ? કારણ કેઃ—

"સાધુ" એ નામમાંજ શ્રદ્ધાળુ જનતા પ્રભુને જૂએ છે. આપણા શાસ્ત્રોના કથનાનુસાર સાધુ પરમપદ પામવા માટે માર્ગદર્શક મનાયો છે, તેમજ જનતાનું કલ્યાણ કરવાની ધગશ તથા ભાવના સેવનાર અને તેવી ફરજ માનનાર પણ સાધુ ગણાયેલ છે. **परोपकाराय सतां विभूतय** એ સુત્ર એવા સાધુને ઉદ્દેશીનેજ લખાએલું હોવું જોઇએ. જગતવંદ્ય શ્રી ગીતાકારના આદેશાનુસાર **अनपेक्ष सूचिदक्ष उदासिनो गतव्यथः** એવા ગુણો ધરાવનાર, અને **योमां पश्यत्ति सर्वत्र सर्वंच मयि पश्यति**નું પ્રતિપાદન કરાવનાર, **अप्राप्य मानिवर्तन्ते मृत्यु संसार सागरत** પ્રભુ અને ધર્મમાં અશ્રદ્ધાવાળા મૃત્યુલોકના માણુસો પરમપદ પામી શકતા નથી તેવાઓને **परंब्रह्म परंधाम पवित्रं परमं भवान** બતાવનાર **यद्यदाचरति श्रेष्टस्त तदेवेतरोजनः** મુજબ અનુકરણ કરવાની પ્રેરણા થાય તેવું આચરણ રાખનાર, **अद्वेष्ट सर्वभूतानां मैत्रि करुणेवच**નો આદેશ રેડનાર "સાધુ" હોઇ શકે પછી તે કાષાયધારી હો કે શ્વેતામ્બર ધારીહો પણ તે સાધુ છે.

હવે જોવાનું એટલું જ છે કે કોઇ સાધુ–ઘણા સાધુઓ વિદ્યાના પરિશિલનથી ઉપર જણાવેલ બધુંજ જાણતા હોય છે અને વિવેચન-દ્વારા જણાવતા પણ હોય છે પરંતુ આચરણમાં કેટલા મૂકે છે તે ધ્યાનમાં લઇને અંધશ્રદ્ધાનું અનુકરણ નહિ કરતાં તેમજ **परोपदेशे पान्डित्यं** બતાવનારી વાકૂજાળમાં અંજાઇ નહિ જતાં સારાસારની તુલના કરવી ઘટે છે. નિષ્કલંક ચારિત્ર્યદ્વારા, સંપૂર્ણ સત્ય, હૃદયગમ્ય, અને બુદ્ધિગ્રાહ્ય વિષયોનું યથોચિત વિવેચન કરનાર અને તેવું જ વર્તન રાખનાર જ "સાધુ" ગણાઇ શકે એવો નિશ્ચય કરવો જોઇએ.

ધર્મની દ્રઢ માન્યતામાં જીજ્ઞાસુ જનતા ઉપરના દેખાવવાળી સાધુવેષધારી વ્યક્તિથી ફસાય છે–ફસાવાનો ભય રહે છે. તેમાં નથી કલ્યાણ એ ફસાવનાર સાધુનું કે નથી ફસાનાર ભોળી જનતાનું. સાધુ સાધુતાથી જ શોભે, સાધુતાથી જ સાધુ ગણાય. સાધુના જ સાધુનું

પરમ ભૂષણ મનાવું જોઇએ અને તો જ તે પોતાનું તથા જનતાનું કલ્યાણ સાધી શકે. **સાચી સાધુતા ધરાવનાર સાધુ આર્થિક મોહમાં કદી ફસાય નહિ અને જનતાને ફસાવા દે નહિ. આર્થિક ઉન્નતિ કરતાં આત્મોન્નતિ કરાવવાનો જ સાધુનો ઉદ્દેશ હોવો જોઇએ. આર્થિક પ્રાપ્તિનો આનંદ, આત્માનંદ પાસે તુચ્છ** છે એમ શાસ્ત્રોદ્વારા સિદ્ધ કરાવે, માયિક જગતના આગમાયિ પદાર્થોમાંથી આસક્તિ છોડાવે, સત્ય અને સ્થાઇ, પુરાતન પરમ ચૈતન્યનો સાક્ષાત્કાર કરાવે, દ્રષ્ય પદાર્થ સર્વ પ્રભુનાં સ્વરૂપ છે તે સમજાવે, તેમજ માયિક જગતની વસ્તુમાત્ર નાશવાન છે એવી પ્રતિતિ કરાવે, અહિંસા, સત્ય, ત્યાગ તથા વૈરાગ્યમય જીવન જીવવા માટે અનુકરણ કરી શકાય તેવું ચારિત્ર્ય—વર્તન રાખે. જેમ જગતના વ્યવહારમાં સાચો સિક્કો જ ચાલી શકે છે અગર ઉપયોગમાં આવી શકે છે તેમ સાધુરૂપી સિક્કો જેને લાગેલ છે તે સાધુતાથી વિભૂષિત હોય તો જ તે સાધુ ગણાઇ શકે અને જનતાનું કલ્યાણ સાધી શકે.

**દલપતરામ જગન્નાથ મહેતા.**

---

## પ્રેમનો અનર્થ અને વિશુદ્ધ પ્રેમની મિમાંસા.

( કહેવાતા સુધરેલા સમયમાં બેપરવાઇ રીતે થઈ રહેલ મર્યાદાના લિલામથી પ્રેમ જેવા પવિત્ર અને ગંભિર વિષયને કલંકિત બનાવી દેવામાં આવેલ છે, તે સાથે નીતિનો હ્રાસ થઇ રહ્યો છે. તે ઉપર આ લેખ તા. ૨૪-૧-૧૯૩૪ ના રોજ લખેલ છે. )

સચરાચર જગતનાં ભિન્ન ભિન્ન સ્વરૂપોવાળાં જીવ-પ્રાણીમાત્રની સમાનતા, અભિન્નતા, અને બંધુત્વભાવનાને, વિશાળ બુદ્ધિથી તેમજ સુક્ષ્મદ્રષ્ટિપૂર્વક જોવામાં આવેતો સકળ જીવ પ્રત્યે પરસ્પર પ્રેમભાવના દ્રવિભૂત થવી જોઇએ. પ્રેમની પવિત્રતા તથા ગંભિરતા અને તેનું શુદ્ધ સ્વરૂપ, દ્રષ્ટિ તથા મનની નિર્મળતા સિવાય જાણી શકવાનું કઠીન છે. આ સૃષ્ટિમાં બે વસ્તુઓ એવી છે કે જેનું માપ થઇ શાકતું નથી. તે

પ્રેમ અને પાપ. પ્રેમની વિશાળતા આ ન્હાના લેખદ્વારા યથાર્થ રીતે જણાવવી અશક્ય છે છતાં સંક્ષિપ્તમાં તેની સમિક્ષા કરવાનું સાહસ કરૂં છું.

પ્રેમની ઉપયોગીતા અનિવાર્ય છે. પ્રેમ સિવાય વ્યવહારિક જગતનો વ્યવહાર ચાલી શકે નહિ, તેવી જ રીતે અધ્યાત્મિક વિષયમાં મોક્ષપ્રાપ્તિ મળી શકે નહિ.

પ્રેમનું મૂળ સ્વરૂપ સત્–ચિત્ત–અને આનંદ છે. તેનો સ્વભાવ જ શુદ્ધ પ્રેમમય છે. જે સચ્ચિદાનંદ કહેવાય છે. ગમે તેવા સંકટના સમયમાં પણ એ સ્વભાવ પ્રાણીમાત્રને હરકોઈ સ્થીતિમાં આશ્વાસનરૂપ નિવડે છે.

જેનું હૃદય શુદ્ધ, કોમળ અને લાગણી પ્રધાન હોય છે તે હૃદયમાં વિશુદ્ધ પ્રેમનો આવિર્ભાવ થાય છે. આવા પ્રેમને જગતની પરવા હોતી નથી, સગાં સબંધીઓની મર્યાદા તેને રોકી શકતી નથી, સમાજનાં બંધન પણ તેને જકડી શકતાં નથી. એતો સદૈવ એજ મસ્તિમાં-ધૂનમાં જગત શુન્યકાર જાણી પ્રેમના જાપ જપ્યા કરે છે.

અત્યારે તો આવા અનુપમ પ્રેમને શીરે કલંક લાગેલું છે. શુદ્ધ પ્રેમને વિસારી, વિષયી પ્રેમ જ્યાં ત્યાં ભરપૂર જોવામાં આવે છે. આજે એ પ્રેમ એક પ્રત્યે હોય છે તો આવતી કાલે એ જ પ્રેમ બીજા પ્રત્યે જોવામાં આવે છે, એટલે પરિવર્તન પામતો પ્રેમ સર્વત્ર દ્રષ્ટિગોચર થાય છે. પરિવર્તન પામતા પ્રેમને પ્રેમ કહી શકાય નહિ. તેને તો ખરી રીતે વ્યભિચાર જ કહી શકાય. અને તેને લીધે અનર્થોની પરંપરા ચાલી રહી છે. શુદ્ધ પ્રેમિને સમજવા જેટલી પણ શક્તિ, એવા વ્યભિચારી પ્રેમિઓમાં રહી નથી. કારણકે માયિક પ્રેમમાં સબડયા કરતા અલ્પાત્માઓને રહે પણ શી રીતે ?

પામર જીવને માટે પ્રેમ નથી. તેનો રાહ સાંકડો અને સંકટવાળો છે. બેધારી તલવાર જેવો દુષ્કર છે. એ માર્ગમાં દ્વૈત એટલે બેપણું અથવા ભિન્નતા સંભવિ શકે જ નહી. અને જો દ્વૈત એટલે બેપણું હોય તો તેને પ્રેમ કહી શકાયજ નહી. પણ ખરો પ્રેમ તો એ જ કહેવાય કે, બે શરીરો જૂદાં છતાં એકાત્મભાવ હોય તેજ.

અત્રે પ્રેમ એવી ચીજ થઈ પડેલ છે કે જેમ જૂનું વસ્ત્ર થાય ત્યારે તેને બદલી નવું પહેરીએ છીએ એટલી જ સહેલાઇથી જૂનો પ્રેમ વિસરી જઇને નવો પ્રેમ બાંધવામાં આવે છે. પણ તેનું કારણુ હોય છે. કારણુ એ જ કે જૂનો પ્રેમ હતો તે પણુ પરિવર્તન પામેલો વ્યભિચારી પ્રેમ હતો. એટલે તે ટકે પણુ શી રીતે? અધ્યાત્મિક પ્રેમજ ટકી શકે. દુનિયાની દ્રષ્ટિએ પ્રેમિઓ દેખાતા પૈસા જેવી નમાલી ચીજ માટે લડી પડતા જોઈ શકાય છે. તે પણુ ફક્ત કારણુ અને કામસર થએલ પ્રેમની નિશાની છે. પૈસો તો શરીરનો મેલ છે. તેના ખાતર આત્મપ્રેમિને તરછોડવો કે તુચ્છકારી કાઢવો તે પણુ વાસના-તૃપ્તિનો જ પ્રેમ ગણુાય.

અગ્નિ એક જ છે અને તે પ્રદિપ્ત, દાહક તથા નાશકારક છે જે દરેક નિવાસ સ્થળમાં હોય છે. તેનો ભોગ બનનારની તે અગ્નિ ભસ્મ કરી નાખે છે એટલે નાશ કરી નાખે છે. પણુ શાસ્ત્રકારોએ બીજો એક શીતળ અગ્નિ કહેલો છે તેનું નામ " પ્રેમાગ્નિ " છે. આ અગ્નિમાં રંગાએલ માણુસ નવું જીવન પામે છે, પ્રકાશિત થાય છે, આત્માનંદ ભોગવે છે.

શુદ્ધ પ્રેમ પ્રભુ પ્રત્યે હો કે માણુસ પ્રત્યે, પરંતુ જેનામાં શુદ્ધ પ્રેમ છે તે શાન્ત, નિરૂપદ્રવિ, ઉદાસી અને પ્રેમમાં જ આનંદ માન-નાર હોય, વિષયમાં નહિ. તેવા માણુસની દરેક દરેક ક્રીયાઓ, તેના દરેક વિચારો, તેનું મન અને તેનું શરીર તેના પ્રેમિ ખાતર જ હોય, અને પોતે મટી તેના પ્રેમિનોજ બની જાય, તેના જીવનની દરેક દરેક પળ તેના પ્રેમિની ઝંખનામાંજ વ્યતિત થાય, જ્યાં ને ત્યાં પોતાના પ્રેમિનું જ સ્વરૂપ દ્રષ્ટિગોચર થાય, તેના દર્શન વિના તે અચેતન, ભ્રમિત જેવો જ રહે. પ્રભુપ્રેમિની પણુ એવીજ દશા હોય છે. શુદ્ધ પ્રેમની સરખામણુી વિષયી પ્રેમ સાથે કદી કરી શકાયજ નહિ. અમૃતની સરખામણુી ઝેર સાથે થઇ શકે તો જ વિષયી પ્રેમની સરખામણુી શુદ્ધ પ્રેમ સાથે થઈ શકે. શુદ્ધ પ્રેમના ગુણુાનુવાદની સંખ્યા નથી ત્યારે વિષયી પ્રેમના અવગુણોનો આરોવારો નથી.

શુદ્ધ પ્રેમાગ્નિની શીતળ લહરીમાં સ્નાન કરનારની દુનિયા જ નિરાળી હોય છે. તેનું બેસવું, ઉઠવું, ખાવું પીવું, રહેણીકહેણી વગેરે

જૂદીજ જાતનાં હોય છે. પ્રેમિના લુખાસુકા રોટલાના ટુકડા પણ ઇંદ્રાદિના ભોગથી મીઠા લાગે છે. તેનું રડવું કે હસવું પ્રેમમયજ હોય છે, શુદ્ધ પ્રેમિના ભાગ્યમાં બહુધા કાંટા, કાંકરા, અને ઉપાધિઓજ હોય છે. તેમજ પ્રેમિના નસીબમાં મોટાભાગે રડવાનુંજ સરજાએલ હોય છે. શુદ્ધ પ્રેમિને મન રડવું અને હસવું સરખું હોય છે. તે તો હમેશાં પ્રેમના નિભાવ માટે વિચારમગ્ન અને ઉદાસીન રહે છે.

પ્રેમ એ કોઈ જાતનો રોગ નથી પરંતુ શુદ્ધ સાત્વિકદૃઢનિશ્ચયી ઉન્નત્ માનસિક દશા છે. જો રોગ હોય તો તે દર્દીને દવા મળવાથી ઘટે છે. પણ પ્રેમની દશા તો એવી છે કે પ્રેમિને પ્રેમિ મળે એટલે દર્દ ઘટવાને બદલે તેમાં વધારો થાય છે. એટલે પ્રેમ એ રોગ નથી પણ આધ્યાત્મિક મસ્તિ છે. પણ તે સાથે તે બે ધારી તલવાર જેવો છે, જેમ નટ દોર ઉપર ચાલતાં ચૂકે તો નીચે ગબડી પડે છે તેમ પ્રેમિને તલવારની ધાર ઉપર ચાલવાનુંજ હોય છે તેમાંથી તે ચૂકે તો તે વિંધાઇ જાય છે, કપાઈ જાય છે, એટલે ઉત્તરોત્તર અધોગતિને પામે છે. કવિએ કહ્યું છે કેઃ—

*પ્રેમનો મારગ છે શૂરાનો, કાયરનું નહિ કામ જોને;
પ્રેમ પંથ પાવકની જ્વાળા, તે દેખી કેમ ડરીએ જોને;
માંહી પડયા તે માહ સુખમાણે, દેખનારા દાઝે જોને;
માથા સાટે મોંઘી વસ્તુ, જતન કરીને જાળવ જોને.

પ્રભુ ? જગત્ ઉપર દયાકર, ભૂલા પડેલ માનવીને રસ્તો બતાવ, શુદ્ધપ્રેમની ઝાંખી કરાવ, કલંકિત અને કામભોગી પ્રેમનો દુનિયમાંથી સદંતર નાશ કર, સર્વત્ર શુદ્ધ, નિશ્ચયી અને વાત્સલ્યરૂપી પ્રેમાગ્નિનું વાતાવરણ ફેલાવી શાન્તિકર. તારીજ લીલામાં, તારી પ્રભુતાને ભરોંસે વિચરતાં મનુષ્યોમાં અખંડ અને શાશ્વત પ્રેમની સ્થાપના કર, અને એમ કરી જગતમાંથી વિષયી પ્રેમનું કલંક કાઢી નાખ્ય.

ભગવન્ ? આ લેખના વાચક અને લેખકને સદૈવશુદ્ધ બુદ્ધિ આપી તારા ચરણમાં લઈ શુદ્ધ પ્રેમામૃતનું પાન કરાવ. અસ્તુ.

**દલપતરામ જગન્નાથ મહેતા**

*અસલ કવિતામાં 'હરિનો મારગ છે શૂરાનો' એમ છે તેને બદલે પ્રેમ શબ્દ મેં મૂકયો છે.

# જગતમાં મારૂં કોઇ છે ?



( આ સંસારમાં વ્યવહારિક કાર્યો પરત્વે સગાં, સબંધીઓ, સ્નેહિ-મિત્રો વગેરેના સબંધમાં જે જે અનુભવો થયા અને તે ઉપરથી મનઉપર જે ક્ષોભ થયો અને તેથી વ્યવહાર–સંસાર અને જગત ઉપર વિતરાગ થતાં આ લેખ તા. ૧૪ માર્ચ ૧૯૩૪ ના રોજ લખાએલ છે.

વાચકોએ આ લેખ ઉપરથી સ્વાર્થી સંસારનો સંગ તજવા બનતો પ્રયત્ન કરવો.)

"હું જેને મારાં પોતાનાં જ માનું છું તે મારાં છે ? કે પરાયા ?"

આ વસ્તુનો નિર્ણય કે નિશ્ચય દુન્યવી વ્યવહારમાં ઉતરવા પહેલા કરી લેવાની જરૂર છે, પરંતુ તેમ બની શકતું નથી, પણ દુન્યવી વ્ય-વહારનો અનુભવ થયા પછી પણ ઉપરનો નિશ્ચય કરવાની જરૂર છે. કેમકે આ જગતના વ્યવહારિક, પરમાર્થિક, રાજકિય કે અધ્યાત્મિક દરેક કાર્યોમાં મને "મારા પોતાનાં" વિના ચાલવાનું નથી. દુન્યવી દુખોમાં મારાં પોતાનાંની સહાય અને આશ્વાસનની જરૂર પડ-વાની છે. મુશ્કેલી વખતે મદદની આવશ્યક્તા ઉભી થવાની છે, સંસાર પથના વિકટ માર્ગની અનેક આડખીલીઓ ઓળંગવાની છે, આવા બધા જ સમયે "મારાં પોતાનાં" ન હોય તો તે ખામી મને સાલ-વાની હોવાથી અત્યારથી જ એ નક્કી કરી લેવું જોઇએ કેઃ—

"જગતમાંમારૂં કોઇ છે ?"

જે જે વ્યક્તિઓ કે વસ્તુઓ પોતાનાં આકર્ષક સ્વરૂપોથી મારી પાસે છે અગર મારી આસપાસ ફર્યા કરે છે, મારૂં મન હરણ કરવા રૂપ, રંગ કે ભભકભર્યા વર્તનથી મને આકર્ષિ રહેલ છે, પોતાની મનોહર ચેષ્ટાઓથી, ન્હાના પ્રકારના હાવભાવોથી કે મીઠાં મધુર વચનો ઉચ્ચારીને કે બીજી વિવિધ પ્રવૃત્તિઓ વડે અગર યુક્તિ પ્રયુક્તિવડે મારા હૃદયને ખેંચી રહેલ છે તે ખરેખર "મારાં પોતાનાંજ છે ?"

મારી ડામાડોળ નૌકાને પેલેપાર પહોંચાડવા, ખરી ભીડને વખતે સાથ આપવા, અણીને વખતે આવીને ઉભા રહેવા, અને સંકટમાં સહાય

કરવા હું જેને " મારાં પોતાનાં " માનું છું તેઓ તત્પરતા બતાવશે ?

આ બધી અકળામણોનો ઉકેલ ક્યાંથી મેળવવો ? અત્યારસુધીનો અનુભવ શું કહે છે ? મારા ઉપર વિપત્તિનાં વાદળ વિફરેલાં તેવે વખતે " હું કાંઈ કરી શકું તેમ નથી, લાચાર છું કે હમણાં મારાથી કાંઈ બની શકે તેમ નથી, ખાસ કામ હોવાથી હું વખત મેળવી શકું તેમ નથી, અમુક વખત પહેલાં કહ્યું હોત તો કદાચ બની શકત, અત્રે તો આમ છે કે તેમ છે " અત્યાર સુધીમાં મારાં પોતાનાં માની લેવામાં આવેલ તરફથી આવા ઉત્તરો મલ્યાનો અનુભવ છે. તો પછી આ ઉત્તરો આપનારને " મારાં પોતાનાં " ગણી શકાય ? પણઃ—

હું જેને જેને મારાં માનું છું-મેં જેને જેને મારાં માન્યાં છે તેઓ દરેકના કામ વખતે, તેમના સંકટ વખતે કે હરેક જરૂરીઆત વખતે મેં મારાથી બનતું બધુંજ કર્યું છે અને ભવિષ્યમાં કરીશ એવો અડગ નિશ્ચય કરેલો છે. અલબત આ નિશ્ચય સાચવવામાં મને મુશ્કેલીઓ પડી છે, હજી પણ એજ મુશ્કેલીઓ મારા તરફ આખો ઘુરકાવી આફત વરસાવી રહેલ છે. અને ભાવિના ગર્ભમાં કોણ જાણે તે મુશ્કેલીઓ કેવું રૂપાન્તર પકડશે એ શું કહી શકાય ? છતાં હું તો " કર્મણ્યે વા ધિકારસ્તે મા ફળેષુ કદાચન " એ ગીતાકારના સુત્રને વળગી રહી કર્તવ્યપરાયણ રહેવા બનતું કરૂં છું.

ભૂતકાળનો ભયાનક અનુભવ જોઇ ગયા પછી, હાલ વર્તમાનકાળની વર્તણુંક જોતાં, ભવિષ્યકાળની કલ્પના કરૂં છું ત્યારે તો મગજમાં ભ્રમ થાય તેવી ભયંકરતા ખડી થાય છે કે મારૂં કોઇજ નથીજ અને નહી થાયજ ?

**જુઓ ભૂતકાળ**—પાલનકર્તા પિતાજી ગયા. માતૃત્વની મૂર્તિસમાં માતુશ્રી પણ એજ પંથે પડયાં. જેનો જગતમાં જોટો નથી એવી સરલ સ્વભાવની સાધ્વી સ્રી પણ પાંચ પુષ્પો મૂકી, તેઓને પાલણ કરવાની પ્રેરણા પાયા વિના મને પડતો આખડતો મૂકી પ્રયાણ કરી ગઈ. તેણે મને સુપ્રત કરેલ પાંચ પૈકીનું એક અણખીલ્યું પુષ્પ

અકાળે કરમાઇ ગયું. અનેક સગાં, સબંધી, સ્નેહીઓ કે મિત્રો પણ એજ વસમી વાટમાં વિચર્યાં, એટલે ભૂતકાળમાંથી કોઇ મારૂં છે એવી પ્રતિતિ થઇ નહિ.

**હવે જુઓ વર્તમાન**—સુખના સમયમાં સમાન ભાગીદારી સાચવવા સાસારૂં સામેલ રહ્યું, પણ શ્વસુર પક્ષને સાંધનારી સાંકળ તૂટતાંજ મારા ઉપર વિટંબણાનું વાદળ ઘેરાયું, તે વખતે સાથ આપવાને બદલે તેઓ સામા થયા. ભીડના ભાગીદાર ભાઇઓ હોવાનું પુરાતન પ્રમાણ મારી અનેક આપત્તિઓ અને મુશ્કેલીના સમયે સાચું ન નિવડયું, તે સિવાય નિકટનાં સગાં સબંધી કે સ્નેહીઓ સહુ સહુનું કામ સાધીને સમોવડીઆ બન્યાં.

પુત્રોનો પરિવાર પણ આ અટપટા યુગના અવસરમાં કોણ જાણે કેવો નિવડશે? આસપાસના નિરાશામય ઉદાહરણો ઉપરથી એની કલ્પના આવી શકે છે કે એઓ અત્રે મારા દેખાય છે તે ભાગ્યેજ મારા રહેશે.

**હવે રહ્યો ભવિષ્કાળ**—તે કોણ કલ્પી શકે કે તે કેવો હશે. "ન જાણે જાનકીનાથ પ્રભાતે કીં ભવિષ્યતિ" તો હું કોણ માત્ર?

તુલસીદાસે કહ્યું છે કે: "ધીરજ ધર્મ મિત્ર ઓર નારી, આપતકાળ પરખીએ ચારી." આપત્તિકાળ એટલે દુઃખના સમયમાં ઉપર જણાવેલ ચારની પરિક્ષા પડે છે, ગમે તેવા કષ્ટમાં હિંમતવાન માણુસ ધીરજ છોડતો નથી. કષ્ટમાં ધીરજની કસોટી થાય છે તેવીજ રીતે ધર્મ પણ ગમે તેવા સંજોગોમાં સાચવી રાખવોજ જોઇએ અને અસંખ્ય કષ્ટોમાં ધર્મ સાચવી રાખેલા અનેક વીર અને વીરાંગનાઓના દાખલા મોજૂદ છે. મિત્રની પરિક્ષા પણ મુશ્કેલીના વખતમાંજ પડે છે. મિત્ર કે સ્નેહી એવા હોવા જોઇએ કે પોતાના મિત્ર કે સ્નેહીના દુઃખ દૂર કરવા ખાતર સંપત્તિ અને છેવટ પોતાનો જાન કુરબાન કરતાં પણ પાછું વાળી જોતા નથી; નારી એટલે સ્ત્રી પણ કષ્ટના સમયમાં આશ્વાસનરૂપ છે એટલુંજ નહિ પણ કષ્ટને ભૂલાવનાર પ્રેરણા-

મૂર્તિ છે અને સમયનો હિસાબ નહિ ગણતાં પ્રાણ પાથરતાં પણ વાર લગાડતી નથી. એવા અનેક દાખલા સમાજના ઇતિહાસમાંથી મલી શકે તેમ છે. એવી આદર્શ સ્ત્રીના ગુણાનુવાદ આવા ન્હાનકડા વિષયમાં સંપૂર્ણ રીતે આરોપિત થઈ શકે નહિ. શામળભટ્ટના કહેવા મુજબ "વનિતા વંઠી જેહ કામ તેતો નવ આવે, જૂઠો થયો જે જન કદી સાચો ન કહાવે" એવાઓની ચર્ચા આ વિષયમાં નકામી છે પણ સ્ત્રીત્વથી ભરપુર સ્ત્રીમાં પ્રભુએ અમાપ શક્તિ મૂકેલ છે. ખુદ એવી સ્ત્રી પોતેજ શક્તિરૂપ છે એટલે પ્રભુદત્ સ્ત્રીત્વનો સદુપયોગ કરે તો ખરેખર શક્તિ સ્વરૂપ છે એટલે દેવી છે અને દુરૂપયોગ કરે તો સાચેજ રાક્ષસી છે. હવે આ જમાનામાં એવી આદર્શ સ્ત્રી કોઇ વિરલા ભાગ્યશાળીના ઘરમાંજ હશે. એટલે ઉપર જણાવેલ ચાર (ધીરજ, ધર્મ, મિત્ર અને સ્ત્રી) માંથી ફક્ત એક મારી ધીરજ—આત્મબળ મને અત્યાર સુધીમાં આશ્વાસનરૂપ નિવડેલ છે અને ધર્મનો અર્થ મારે માટે મેં જૂદો કરેલો છે. તે એકે ધર્મ એટલે કોઇ સંપ્રદાયનો વાડો નહિ, કોઇ એક દેવળ કે મંદિર નહિ, પણ ધર્મ એટલે જગતનાં જીવો અને દૃષ્ય પદાર્થો સર્વ પ્રભુનાં સ્વરૂપ છે તેમજ **ब्रह्म सत्य जगन्मिथ्या जीवो ब्रह्मै नापर** એનેજ મેં ધર્મ માન્યો છે.

આ પ્રમાણે ભૂતકાળ જોયો અનુભવ્યો. વર્તમાન જોઉં છું. અનુભવું છું; હવે ભાવિકાળ ગમે તેવો આવે પણ પ્રભુ શરણ સિવાય આ જગતમાં બીજુંકોઇ મારૂં થાય એવી આશા મેં છોડી દીધી છે. આ સ્વાર્થી જગતની વ્યક્તિ પછી તે સગાં, સબંધી કે સ્નેહી હોય પરંતુ તે સઘળાં સ્વાર્થનાંજ સગાં છે. ફક્ત કામસબબ મારાં બનનાર છે. કામ પૂરૂ થયે કોઇ કોઇનું નથી. એવો નિશ્ચય કરીને વીતરાગવૃત્તિ કેળવી **कर्मण्ये वाऽधिकारस्ते मा फळेषु** નું સૂત્ર હૃદય સાથે જડી રાખીને કામ કર્યે જાઉં છું:—

દલપતરામ જગન્નાથ મહેતા

